# બાળનિર્માણની વાર્તાઓ ભાગ-૧૬

લેખક
આશાબેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક
**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**
**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**
ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯
મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯
ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન
શાખા અમદાવાદ
ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,
જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩
ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ -૨૦૧૦ કિંમત રૂા. ૧૫.૦૦

# અનુક્રમણિકા

# ઘનશ્યામની બહાદુરી

"તારે રૂપિયા આપવા છે કે નહીં" ક્રોધિત અવાજે દીવાન ભીમરાવજી બોલતા હતા.

"હું જલદીથી આપી દઈશ. આ વખતે દુકાળ પડ્યો છે તેથી આપી શક્યો નથી. આપે તો હંમેશાં મને મદદ કરી છે. થોડી દયા વધારે કરો, સાહેબ." બે હાથ જોડીને ગરીબ ખેડૂત કહી રહ્યો હતો.

"હું કશું ના જાણું. હું તો એટલું જ કહું છું કે જો તું એક અઠવાડિયામાં પૈસા આપીશ નહીં તો તારા ઘરની હું હરાજી કરાવીશ. તને પૈસા એટલા માટે આપ્યા ન હતા કે તું તે દબાવીને બેસી જાય. મૂળ રકમ તો આપવાની બાકી છે અને તેં બે વરસનું વ્યાજ પણ આપ્યું નથી. દીવાનજી બૂમો પાડીને કહી રહ્યા હતા. તે ક્રોધથી પગ પછાડતાં પછાડતાં બળદગાડીમાં જઈ બેઠા. ખેડૂતનાં બે બાળકો એક ખૂણામાં સંકોચથી ઊભા રહી આ વાતો સાંભળતા હતા. પિતાની નજર તેઓ ઉપર પડતાં તે બોલ્યા, "અરે! તમે અહીં શું કરો છો? સ્કૂલ જાઓ, જલદીથી જાઓ નહીં તો મોડું થશે."

પિતાજીનો આદેશ સાંભળીને ઘનશ્યામ અને તેનો ભાઈ દફતર લઈ સ્કૂલની તરફ દોડવા લાગ્યા. આખા રસ્તે ઘનશ્યામના મગજમાં તે દૃશ્ય દોડતું હતું. દીવાનજીનો ક્રોધ, લાલચોળ મોઢું, રોફ ભરેલો અવાજ, તેની સામે સાકાર થતો હતો. પિતાજીનો કરુણ ચહેરો પણ તેની આંખો સામે આવતો

હતો. તેણે સાંભળેલું કે દીવાન બહુ કઠોર છે. જે બોલે છે, તે કરી બતાવવામાં વાર લાગતી નથી. તેણે અનેક ગરીબ વ્યક્તિઓને પૈસા આપી, ખૂબ સતાવ્યા છે. કેટલીક વાર, ઘનશ્યામે લોકોને તેમના મોતની ઈચ્છા રાખતા, સાંભળ્યા હતા.

આ વાત વિચારતાં વિચારતાં ઘનશ્યામકૃષ્ણ કાલે આગળ વધી રહ્યો હતો, ત્યાં બજારની વચ્ચે તેણે દીવાનજીની બળદગાડી જોઈ. થોડીક ધમાલ થતી સંભળાઈ. લોકો અહીં તહીં ભાગી રહ્યા હતા. ઘનશ્યામ પણ એક ઊંચી દુકાન ઉપર ચઢી ગયો અને મામલો શો છે તે જોવા લાગ્યો. તેણે જોયું કે



દીવાનજીની ગાડીના બળદ તોફાની થયા હતા, તે જલદીથી દોડી રહ્યા હતા. તેથી સાથે જોડાયેલી ગાડી ઘસડાતી પાછળ જઈ રહી હતી. ગાડીમાં બેઠેલા દીવાનજીના હાથમાંથી લગામ છૂટી ગઈ હતી. થોડી ક્ષણમાં તેણે જોયું કે ગાડી ઊંધી થઈ

ગઈ. બંધન તોડીને એક બળદ ભાગી ગયો, બીજો બળદ પોતાના શિંગડાથી દીવાનજીને મારવા દાઝ્યો હતો. લોકો પોતાનો જીવ બચાવવા અહીં તહીં ભાગવા લાગ્યા હતા. કોઈપણ સાહસ કરીને દીવાનજીને બચાવવા માંગતા હોય તેમ લાગતું ન હતું. એક વિચાર ઘનશ્યામના મનમાં પણ આવ્યો, "તેમને પોતાના કર્મનો દંડ મળી રહ્યો છે." પણ તરત જ તેને શિક્ષકે આપેલી શિખામણ યાદ આવી, તે હંમેશાં એમ કહેતા હતા કે સંકટમાં આવેલી વ્યક્તિની રક્ષા કરવી તે માનવતા છે. તે બાળકોને વીર બાળકોની વાર્તાઓ સંભળાવતા હતા અને તેઓમાં વીરતાનો સંચાર કરતા હતા. ઘનશ્યામ પોતાના જીવને જોખમમાં નાખી, ત્યાંથી કૂદીને દોડ્યો અને બળદની સામે જઈ ઊભો રહ્યો. લોકો શ્વાસ રોકીને જોઈ રહ્યા. બધા વિચારવા લાગ્યા. 'બળદ હમણાં જ આ બાળકને મારી નાખશે.' ઘનશ્યામે ઝડપથી બળદનું દોરડું પકડી લીધું અને પોતાની તરફ ખેંચવા લાગ્યો. ક્રોધે ભરાયેલો બળદ વધારે ગુસ્સે થયો અને દીવાનને છોડી ઘનશ્યામને ઝપટમાં લીધો, પણ ઘનશ્યામ પહેલેથી જ તૈયાર હતો. તેણે સમય બગાડ્યા વગર વિલક્ષણ ચતુરાઈથી જલદીથી બળદના દોરડાને એક થાંભલા સાથે બાંધી દીધું. બળદને બાંધેલો જોઈ અને ભય દૂર થયેલો છે જાણી લોકો નજીક આવવા લાગ્યા. થોડીવારમાં બળદ શાંત થઈ ગયો. ઘનશ્યામ અને બીજા કેટલાકે દીવાનજીને બેઠા કર્યા.

તેમણે ઘનશ્યામને ગળે લગાડ્યો અને કહ્યું, "બેટા, આજે

તેં પોતાના જીવની પરવા કર્યા વગર મારું રક્ષણ કર્યું. હું તારા ઉપકારથી ઝૂકી ગયો છું. તું કોનો છોકરો છે ?''

ઘનશ્યામે પોતાના પિતાનું નામ કહ્યું તો તેમણે ધ્યાનથી તેની તરફ જોયું. તેમને યાદ આવ્યું કે, જ્યારે હું ખેડૂતને ધમકાવી રહ્યો હતો, ત્યારે આ બાળક સંકોચાઈને એક ખૂણામાં ઊભો હતો. તેનું મન તેને ધિક્કારવા લાગ્યું, ''એક હું પાપી છું, જે બીજાને સતાવું છું અને એક આ છે, જેણે મારા જેવા પાપી ઉપર આ પ્રકારે ઉપકાર કર્યો.''

તેમણે ઘનશ્યામનો હાથ પકડ્યો અને કહ્યું, ''ચાલ, હું તારા પિતાજીને મળવા માગું છું.''

તે કિસાન તો દીવાનજીને ફરીથી આવતા જોઈ કાંપવા લાગ્યો. ઘનશ્યામને તેમની સાથે જોઈ તેનું મન વધારે ભયભીત થઈ ગયું. 'આ તોફાની છોકરાએ ન જાણે કયો અપરાધ કર્યો હશે. હવે તો ભગવાન લાજ રાખે.' તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો.

દીવાનજીએ ખેડૂતને બધી વાત કરી અને કહ્યું કે તેમણે બધી જ રકમ માફ કરી દીધી છે. કિસાન ગભરાટમાં કહેવા લાગ્યો, ''નહીં, નહીં, હું આપની રકમ આપી દઈશ. બસ મને થોડોક વખત લાગશે.'' પરંતુ દીવાનજીએ તેની વાતનો અસ્વીકાર કર્યો. તેઓ બોલ્યા, ''હું તમારું ઋણ ક્યારેય ચૂકવી શકીશ નહીં.''

ઘનશ્યામકૃષ્ણ કાલેના સાહસ અને દયાભાવથી પિતાજી

સંકટમાંથી મુક્ત થયા અને તેણે વીર બાળકના રૂપમાં ઈનામ પણ મેળવ્યું.

# યથાર્થનું મૂલ્ય

કદલીના તેના વર્ગમાં સૌથી વધુ ગુણ આવતા હતા. તે ભાણવામાં કુશળ હતી, સાથે સાથે વ્યવહારમાં પણ ખૂબ કુશળ હતી. જે શિક્ષિકાઓ તેને ભાણાવતી હતી, તેમની આજુબાજુ કોઈને કોઈ બહાને તે જતી હતી. તેણે વર્ગની બહાર બધાની સાથે સંબંધ રાખ્યો હતો. ક્યારેક કોઈ શિક્ષિકાનાં વખાણ કરતી, ક્યારેક કોઈને ઘરના બગીચામાંથી ફૂલ લાવી ભેટ આપતી, તો ક્યારેક કોઈને કેલેન્ડર આપતી હતી. નવા વર્ષે અને દિવાળીના તહેવારોમાં તે શુભકામનાના પત્રો મોકલ્યા વગર રહેતી ન હતી. પરિણામ એ હતું કે શિક્ષિકાઓ તેને સારી રીતે ઓળખતી હતી. બધી તેની પ્રશંસા કરતી રહેતી.

એવું ન હતું કદલી ફક્ત દેખાવ ખાતર આમ કરતી હતી. તેના મનમાં પોતાની શિક્ષિકાઓ માટે આદર હતો, શ્રદ્ધા હતી. તે ખરેખર વ્યવહારકુશળ હતી. આ વર્ષે તે પોતાની શ્રદ્ધા થોડીક વધારે દર્શાવતી હતી, તેનું કારણ હતું, કૉલેજનો સુવર્ણચંદ્રક જે ઈન્ટર કક્ષામાં સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થિનીને દર વર્ષે આપવામાં આવતો હતો. કદલી શિક્ષિકાઓને પ્રભાવિત કરી, આ વર્ષના આ ચંદ્રકને મેળવવા માંગતી હતી. જે વિદ્યાર્થિની ખેલકૂદ, ભણતર, સાંસ્કૃતિક કાર્યક્રમ, પ્રવચન, અનુશાસન વગેરે

પ્રવૃત્તિમાં શ્રેષ્ઠ હોય, તેને આ ચંદ્રક આપવામાં આવે છે. પણ કદલી જાણતી હતી કે નિર્ણાયકો તો શિક્ષિકાઓ જ છે, એટલે જો તેઓને પ્રભાવિત કરી લેવામાં આવે તો થોડો લાભ મળવાથી કામ થઈ જાય.

કદલીની પ્રતિસ્પર્ધી હતી અચલા. તે પણ અભ્યાસમાં હોશિયાર હતી અને કૉલેજની બધી જ પ્રવૃત્તિમાં ભાગ લેતી હતી, પણ તેનો સ્વભાવ કદલીથી જુદો હતો. તે શરમાળ છોકરી હતી, શિક્ષિકાઓની આજુબાજુ ફરતી ન હતી. તે મનમાં ને મનમાં શિક્ષિકાઓનો ખૂબ આદર કરતી હતી, છતાં ક્યારેય તેનું પ્રદર્શન કરતી ન હતી. ગુરુજનોની સમક્ષ જતાં તે વિનમ્રતાથી ઊભી રહેતી, કદલીની જેમ વાતો કરતી ન હતી.

સત્રનો અંત નજીક આવવા લાગ્યો, તો શિક્ષિકાઓની સભામાં સુવર્ણચંદ્રક આપવાનો વિષય ચર્ચાવા લાગ્યો. મોટાભાગની શિક્ષિકાઓનો મત કદલીની તરફેણમાં હતો. કેટલીક શિક્ષિકાઓ એવી હતી જે અચલાનું નામ લેતી હતી, પરંતુ તેઓનો અવાજ કદલીનું સમર્થન કરનારી શિક્ષિકાઓના અવાજમાં દબાઈ જતો હતો. આચાર્યા પણ કદલીના વ્યવહારથી પ્રભાવિત હતી અને તે પણ તેનું નામ લેતી હતી. શૈક્ષણિક અને બીજી પવૃત્તિઓનાં પરિણામોને જોઈ વિદ્યાર્થિનીના નામને અંતિમ રૂપ આપવામાં આવતું હતું.

કદલી અને અચલા બન્નેનાં બધાં કાર્યો અને યોગ્યતાઓનાં પરિણામો આચાર્યાના કાર્યાલયમાં પહોંચાડવામાં આવ્યા.



તેમને તે જોઈ આશ્ચર્ય થયું કે ફક્ત શૈક્ષણિક સ્તરે જ નહીં પણ બીજી વિવિધ પ્રવૃતિઓમાં પણ અચલા કદલીથી આગળ હતી. 'અરે ! આ વિદ્યાર્થિની તરફ અત્યાર સુધી મારું ધ્યાન કેમ ગયું નહીં ? તેઓ મનમાં ને મનમાં વિચારવા લાગ્યાં. તેમને ધ્યાનમાં આવ્યું કે બે વર્ષ પહેલાં જ આ વિદ્યાર્થિનીએ બીજી કૉલેજમાંથી આવીને પ્રવેશ મેળવ્યો હતો. એક સીધી, શરમાળ, ઓછી બોલનારી વિદ્યાર્થિનીનું પ્રતિબિંબ તેમની સામે આવ્યું. કદલી આ વિદ્યાલયમાં પહેલેથી જ અભ્યાસ કરતી હતી. તે પણ પ્રતિભાશાળી હતી, એટલે તેના પ્રત્યે મમત્વ હોય, તે સ્વાભાવિક હતું. ''કદલી જ આ ચંદ્રક માટે યોગ્ય છે.'' આચાર્યાએ જાતે જ કહ્યું, પછી તે બીજા કામમાં લાગી ગયાં.

ઘેર ગયા છતાં આ વિષય તેમના મનમાંથી ખસતો ન હતો. વારે વારે ધ્યાનમાં આવતું, 'કદલી કે અચલા.' સાંજના તે પોતાના બગીચામાં બેઠાં હતાં, તો નિરાંતથી તે ફરી વિચારવા

લાગ્યાં. તેમણે બન્નેની યોગ્યતાની યાદી બહાર કાઢી જોયું તો અચલા નિ:સંદેહ આગળ હતી. તે વિચારવા લાગ્યાં 'હું શા માટે પક્ષપાત કરવા ઈચ્છું છું' મારે માટે તો તે બન્ને સમાન હોવી જોઈએ. ન્યાયની ખુરશી પર બેસીને શા માટે અન્યાય કરું ? ના, ના, જે સર્વોચ્ચ છે, સન્માન તેનું જ થવું જોઈએ, અને અંતિમ નિર્ણયના રૂપમાં તેઓએ ચંદ્રક માટે અચલાનું નામ લખી નાખ્યું. તેઓને હવે ખરેખર રાહત લાગી.

આચાર્યા વિચારવા લાગ્યાં કે વારે વારે કદલીનું પલ્લું ભારે કેમ થાય છે ? બારીકાઈથી નિરીક્ષણ કરતાં જાણાયું કે કદલીની વ્યવહારિકતા જ તેનું મુખ્ય કારણ છે. વ્યક્તિ ગમે તેટલી યોગ્ય કેમ ન હોય, છતાં તેનામાં વ્યવહારિકતા ન હોય, તો જલદીથી બીજાને તે પ્રભાવિત કરી શકતી નથી. તેનાથી ઊલટું વ્યવહાર-કુશળ વ્યક્તિ યોગ્યતા ઓછી હોય તો પણ બીજાને આકર્ષિત કરી લે છે. એ ઠીક છે કે યોગ્યતાનું પોતાની રીતે એક સ્થાન છે. પણ કેટલા ઝવેરી એવા હોય છે, જે તેને પારખી શકે છે ? વ્યવહારશૂન્યતાને લીધે યોગ્યતામાં યોગ્ય વ્યક્તિની પ્રતિભા ઝાંખી પડી જાય છે.

સુવર્ણચંદ્રક અચલાને જ આપવામાં આવ્યો. સાથે શિખામણ આપવામાં આવી કે તે જીવનમાં વ્યવહારકુશળ બને.

## સત્યાગ્રહ

રોજ રોજની કચકચથી બધાં બાળકો ખરાબ રીતે હેરાન

થતાં હતાં. સવારે અને સાંજે તેઓનો અભ્યાસ કરવાનો સમય થતો અને માતા અને પિતાજી વચ્ચે મહાભારત શરૂ થતું હતું. ભાગ્યે જ કોઈ દિવસ એવો જતો કે તે બન્ને ઝઘડ્યા ન હોય. એક જાણ સહેજ બોલે એટલે બીજાની ટેપ શરૂ થઈ જતી. એકવાર બટન દબાવાય એટલે ઓછામાં ઓછા એક કલાક સુધી અટક્યા વગર ચાલતી હતી. પિતાજીનું તો તેણીને કશું કહેવા માટે સાહસ જ ન હતું. માતાને તેઓએ કેટલીય વાર કહેલું હતું, છતાં તે તેમને ઝાટક્યા કરતી હતી. બન્નેમાંથી કોઈપણ એ સમજવા તૈયાર ન હતા કે તેઓના ઝઘડાથી બાળકોના કોમળ મન ઉપર ખરાબ અસર પડી રહી છે. તેઓના અભ્યાસમાં ખલેલ પડી રહી છે. નાની તો આ ચક્કરને કારણે છમાસિક પરીક્ષામાં નાપાસ થઈ હતી. પિતાજીએ તેના નાના ગાલ ઉપર પાંચ આંગળીઓનાં નિશાન પડે તેવી થપ્પડ મારેલી અને કહ્યું હતું, ''વાંચવા-લખવામાં મન લાગતું ન હોય તો અભ્યાસ બંધ કરી દે. મારા પૈસાની બરબાદી કરીશ નહીં.''

બન્ને મોટા ભાઈ શિશિર અને શરદ મનમાં ચિઢાઈને કહી રહ્યા હતા. ''ક્યારેય કારણની શોધ કરી છે કે અમે કેમ નાપાસ થઈએ છીએ ? કેમ અમે મિત્રોમાં માથું ઊંચું રાખી શકતા નથી? કેમ અમે શાળામાં દરેક કામમાં પાછળ પડીએ છીએ ? અમારી સારી દરકાર રાખવાનું બાજુ પર રહ્યું, તમે અમને સાધારણ વાતાવરણ પણ આપતા નથી, જેથી અમે શાંતિપૂર્વક રહી શકીએ.''

નાની તે દિવસે તે બન્નેની પાસે આવીને જોરજોરથી રડવા લાગી. ત્રીજા ધોરણમાં ભણતી નાની છોકરી બિચારી, બીજું તો શું કરી શકે ? જેમ તેમ કરીને તેઓએ નાનીને રડતી બંધ કરી.

"ભાઈઓ, હવે ચૂપ રહેવાથી કોઈ કામ થશે નહીં, હવે તો કાંઈક કરવું પડશે." શરદે કહ્યું અને છેલ્લે તેઓએ એક યોજના બનાવી.

માતા અને પિતાજી તે દિવસે સાંજે જ્યારે જોરજોરથી બોલવા લાગ્યા, તો ત્રણે પોતપોતાનું દફતર લઈ બહાર જવા લાગ્યા. માતાની નજર પડતાં તે બોલી, "તમે બધાં ક્યાં જાઓ છો ?"

શિશિરે કહ્યું, "મંદિરમાં."

"શા માટે ?" તેણે આશ્ચર્યભર્યા સ્વરથી કહ્યું.

શરદે કહેવા માંડ્યું, "ભણવા માટે."

"કેમ, અહીં ભણવામાં શું મુશ્કેલી છે ?" માતા જોરથી બોલી ઊઠી.

નાનીએ કહ્યું, "તમે લોકો બોલી લો અથવા અમે ભણી લઈએ."

"બહુ બોલવા માંડ્યું છે." માતાએ નાનીને ધમકાવી. "સાંભળો છો !" તે તેના પતિની તરફ જોઈને કહેવા લાગી.

ત્યાં સુધીમાં ત્રણે બાળકો બહાર નીકળી ગયાં હતાં. બન્ને વિચારતાં હતાં કે બાળકો થોડીવારમાં અહીં તહીં ફરીને પાછાં



આવશે, પણ તેઓ રાત પડ્યા પછી જ ઘેર પાછા આવ્યાં. આવીને, કશું જ બોલ્યા વગર ચુપચાપ સૂઈ ગયાં.

"તમારે ખાવાનું ખાવું નથી ? ચલો, જલદીથી ઊઠીને ખાવાનું ખાઈ લો." માતાએ આવીને કહ્યું.

પણ ત્રણમાંથી કોઈ ઊઠીને આવ્યું નહીં. "જોઉં છું. ક્યાં સુધી નહીં ખાઓ, રાતના કોઈને એક દાણો પણ નહીં મળે." માતા ગુસ્સામાં બોલીને જતી રહી.

શરદ અને શિશિરે નાનીને ધીમેથી કહ્યું કે તું જઈને ખાવાનું ખાઈ લે. પણ તે તૈયાર થઈ નહીં. "હું પણ સત્યાગ્રહ કરીશ." કહીને તે ચુપચાપ સૂતી રહી.

એક બે દિવસ આ બનાવની અસર રહી, પણ ત્રીજા જ દિવસે ફરી પાછી તે વાત શરૂ થઈ અને બાળકોએ પણ તે જ માર્ગ અપનાવ્યો. હવે તો આ ક્રમ જ બની ગયો કે જ્યારે માતા અને પિતાજી ઝઘડે, બાળકો મંદિરમાં ઝાડની નીચે બેસતા

અને પોતાનું ગૃહકાર્ય પૂરું કરીને પાછા ફરતા. તે દિવસે તેઓ ખાવાનું ખાતા નહીં. તેઓએ ક્યાંકથી એક ઉક્તિ લાવીને ખંડમાં લગાવી દીધી. "જે બાળકોને શીખવાડીએ છીએ, મોટાઓ પણ તેનો અમલ કરવા લાગે, તો આ પૃથ્વી સ્વર્ગ બની જાય."

માતા અને પિતાજીને પરિચિત વ્યક્તિઓ મળે ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ તેમને પૂછતા, "તમારાં બાળકો મંદિરમાં જઈને શા માટે વાંચે છે ? તેઓ મનમાં ને મનમાં અકળાતા હતા. બાળકોની ભૂખ-હડતાળથી તેમનાં મન પહેલેથી જ દુઃખી થઈ ગયાં હતાં. સાચું તો એ હતું કે જે દિવસે બાળકો ખાતાં ન હતાં, તે દિવસોએ તેઓના મોંમાં ખાવાનું જતું ન હતું અને બન્ને ભૂખ્યાં સૂઈ જતાં હતાં. વાસી ખાવાનું બીજા દિવસે કૂતરા અથવા ગાયને ખવડાવી દેતાં હતાં. માતા-પિતા બન્નેને આખરે એ સમજાયું કે પોતે ભૂલ કરી રહ્યાં છે અને પોતાને નિયંત્રણમાં રાખશે, તે એકબીજા ઝઘડશે નહીં, જે પણ વાત હશે, તે સહજતાથી લેશે અને એકબીજાને કહેશે, સાંભળશે. ખંડમાં જે ઉક્તિ લગાવી હતી, આવતાં જતાં તેની ઉપર નજર પડતી હતી અને ચેતન-અચેતન રૂપથી તેઓ તેના ઉપર વિચાર કરતા હતા.

પણ કોઈપણ આદત એકદમ બદલાતી નથી. અઠવાડિયા સુધી તેઓએ પોતાના ઉપર નિયંત્રણ રાખ્યું. પણ ફરી એક દિવસ તે બંને બચ્ચે બોલચાલ થઈ, તો બાળકો દરવાજા તરફ

આગળ વધ્યાં, પિતાજી જોરથી બોલી ઊઠ્યા "ઊભા રહો, અહીં આવો."

બાળકો વિચારી રહ્યાં હતાં કે કદાચ હવે પિતાજી ગુસ્સામાં તેઓને મારશે, પણ તેનાથી ઊલટું થયું. તેઓ કહેવા લાગ્યા, "બસ, હવે બહુ થયું. અમે જ મંદિરમાં જઈએ છીએ. તમે બધાં ઘરમાં બેસીને શાંતિથી ભાગો."

સ્વભાવિક છે કે મંદિર જઈને તેઓ લડશે નહીં. તેઓ ગયા અને અહીં તહીં ફરીને હસતાં હસતાં પાછા આવ્યાં. બાળકોમાં પ્રસન્નતા તે દિવસે પાર વગરની હતી. પોતાની યોજનાની સફળતાથી તે દિવસે તેઓએ પિતાજીના પાછા આવતાં પહેલાં જ શીરો, પૂરી અને ભજિયાં બનાવ્યાં અને આવતાં જ તે વસ્તુઓથી તેઓનું સ્વાગત કર્યું.

જો વ્યક્તિ દૃઢ સંકલ્પ કરી લે, અભ્યાસ કરી લે, તો ખોટી આદત પણ થોડા સમયમાં છૂટી જાય છે. માતા-પિતાની લડવાની-ઝઘડવાની આદત ધીરે ધીરે બંધ થઈ ગઈ. શિશિર, શરદ અને નાનીનો સત્યાગ્રહ સફળ થયો.

## જાહેરાત

તે દિવસે આખરે મરૂતે પોતાના મનનું ધાર્યું કર્યું. ટપાલમાં પત્ર નાખી આવ્યા પછી જ્યારે તે ઘેર પાછો ફર્યો તો તેના પગ જમીનને અડકતા ન હતા. તે તે દિવસની કલ્પના કરવા લાગ્યા, જ્યારે જલદીથી તેના હાથમાં પણ કેમેરા હશે અને તે પણ શુશાંતની માફક સુંદર ફોટાઓ ખેંચશે. તેણે ઘેર જઈ પોતાની

ગોલખ ખોલી અને પૂરા પંચાવન રૂપિયા ગણીને એક કવરમાં (પરબીડિયામાં) મૂક્યા. હવે તે કવરને પોતાનાં પુસ્તકોના કબાટમાં પાથરેલા કાગળની નીચે સાવચેતીથી એવી રીતે મૂક્યા



કે તે જલદીથી મળી જાય.

છાપામાં આપેલી જાહેરાતમાં લખ્યું હતું કે ગ્રાહકનો પત્ર મળ્યા પછી પંદર દિવસની અંદર વી.પી.પી. થી કૅમેરો તેને મળી જશે. તે બેચેની સાથે એક-એક દિવસની પ્રતીક્ષા કરવા લાગ્યો. ડર બસ એક જ હતો - તે ક્યાંક મમ્મીના હાથમાં આવી ન જાય. આમ તો તેણે બહુ સાવચેતી રાખી હતી. દસ દિવસ પછી તેની પરીક્ષા શરૂ થવાની હતી અને તે દિવસોમાં તે અગિયાર વાગ્યા સુધીમાં ઘેર આવી જતો હતો. ટપાલી પણ તે પછી આવતો હતો.

શાળાએથી આવ્યા પછી તરત જ પુસ્તક લઈને ડ્રોઈંગ રૂમમાં બેસી જવાનો મરૂતનો રોજનો ક્રમ બની ગયો હતો. મમ્મી

તેને કહેતી, થોડો આરામ કરી લે, પછી ભણવા બેસે, પણ તે માનતો જ ન હતો. તે વિચારતી કે પરીક્ષા છે એટલે ભણે છે, પણ સાચી વસ્તુ કોઈક બીજી હતી. મરૂત તો ત્યાં ટપાલીની રાહ જોતો બેસતો હતો. તે વખતે મમ્મી સામાન્ય રીતે રસોઈઘરમાં રહેતી. ટપાલીના આવતાં જ તે જલદીથી વી.પી.પી. છોડાવી લેશે, તેમ વિચારીને તે ત્યાં બેસતો હતો.

વીસમા દિવસે પણ આમ જ કર્યું. હાથમાં પૅકેટ લઈને ટપાલીને આવતો જોઈ તે જલદીથી પુસ્તકોમાં રાખેલા રૂપિયાનું કવર લઈ દરવાજા પાસે પહોંચી ગયો. તેને જલદીથી સહી કરી, રૂપિયા આપ્યા અને પેકેટ લઈને તે તેણે ચુપચાપ સંતાડી દીધું. આવતી કાલે છેલ્લું પ્રશ્નપત્ર હતું, છતાં તેનું મન વાંચવામાં બિલકુલ લાગતું ન હતું. ક્યારે મમ્મીનું કામ પૂરું થાય અને સૂઈ જાય, જેથી તે પૅકેટને ખોલે -આમ તે બેચેન હતો. તેનાથી બરાબર ખાવાનું ખવાયું નહીં. બપોરના જેવી મમ્મી સૂઈ ગઈ, તરત જ તેણે કબાટ ખોલી પેકેટ કાઢ્યું અને જલદીથી તે ખોલ્યું. હવે તેના હાથમાં એક કૅમેરો હતો, પણ મરૂત તે જોતાં જ ઉદાસ થઈ ગયો. જેટલો જાહેરાતમાં દેખાતો હતો, એટલો સુંદર તે હતો નહીં. આ તો બહુ સાધારણ બોક્સ કૅમેરો હતો, પણ હવે કરી શું શકાય ? કદાચ તેના ફોટાઓ સારા હશે, એમ વિચારી મરૂતે પોતાના મનને મનાવ્યું.

સાંજના તે ખાઈ-પીને રમવા નીકળી પડ્યો. ''એક કલાકમાં પાછો આવી જજે. મારે બજાર જવાનું છે.'' માતાએ

આદેશ આપ્યો. આજે મરૂત ખચકાયો નહીં, પણ પ્રસન્ન થયો. તેને એકાન્તની જરૂર હતી. માતા ઘેર નહીં હોય ત્યારે તે શાંતિથી કેમેરાનો ઉપયોગ કરી શકશે. પાછા ફરતાં મરૂત સુમિતને પોતાની સાથે લાવ્યો. તેને કેમેરાનો ઉપયોગ આવડતો હતો. મમ્મીના ગયા પછી બન્નેએ કેમેરો જલદીથી કાઢ્યો અને તેની નિર્દેશન પુસ્તિકાને ધ્યાનથી વાંચવા લાગ્યો. તેમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે કેમેરામાં રોલ ભર્યો. બન્નેએ વાંચીને તે સમજી લીધું કે કેવી રીતે ફોટો ખેંચવાનો છે ? મરૂત ખૂબ ઉત્સાહમાં હતો. તેણે સુમિતને બગીચામાં એક વેલની પાસે લઈ જઈને ઊભો કર્યો. હાલ્યા-ચાલ્યા વગર બટન દબાવીને એક ફોટો ખેંચી લીધો પણ હજુ તેનું મન ભરાયું ન હતું. તે તો કેટલાક ફોટા લેવા માંગતો હતો. ''ચલો, એક ફોટો શેરૂનો ખેંચીએ, તે પણ ક્યારેક યાદ કરશે.'' સુમિતે કહ્યું. મરૂતે રોલનો નંબર બદલવા માટે જેવું એક બટન દબાવ્યું. તો તે અવાજ સાથે જમીન ઉપર પડી ગયો. ''અરે ! આ શું થયું ?'' બન્નેના મોંમાંથી એકીસાથે નીકળી પડ્યું. મરૂતનું મોં પીળું પડી ગયું. સુમિત વિચારી રહ્યો હતો 'સારું થયું કે તેના હાથથી તૂટ્યો, નહીં તો તે મારો પીછો છોડત નહીં.'

મરૂતે રોલ બદલવાની કોશિશ કરી પણ બધું બેકાર હતું. ''એ તો તૂટી ગયો છે, બટન બીજું નંખાવવું પડશે.'' સુમિતે કહ્યું.

''આ તો નવો ને નવો જ તૂટી ગયો. જાહેરાતમાં છ

મહિનાની ગેરંટી લખેલી છે અને તેમાં તો ખૂબ પ્રશંસા લખી હતી.'' મરૂત બબડવા લાગ્યો.

આ બાજુ શેરૂ તે કાળો ડબ્બો જોઈને બરાબર ભસવા લાગ્યો હતો. બન્નેનું ધ્યાન તેની તરફ નહીં હોવાથી, તે કૂદીને તેની પાસે જઈ ભસવા લાગ્યો. ''ચલ હટ, ભાગી જા અહીંથી,'' કહીને મરૂત તેને ધમકાવવા લાગ્યો. તેનું મન ખૂબ ખરાબ થઈ ગયું. તેણે સુમિતને વિદાય કર્યો અને ગુમસુમ થઈને પડી રહ્યો. હવે તેને માતા અને પિતાજીની વાત યાદ આવી. તેણે એક બે વાર, જાહેરાતવાળી વસ્તુઓ લેવાની વાત કરેલી, તો તેને તેઓએ સમજાવેલું કે એ લોકો ફક્ત પોતાના પૈસા બનાવે છે. સારી વસ્તુઓનો પ્રચાર કરે છે અને ખરાબ વસ્તુઓ મોકલી આપે છે. હવે ઠોકર ખાધા પછી મરૂત વિચારતો હતો, ''કાશ, મેં તેઓની વાત ધ્યાનમાં રાખી હોત તો ! માતા-પિતાજીના હાથમાં આવશે તો ખૂબ સાંભળવું પડશે.'' તે આમ વિચારતો હતો. તે તો વિચારતો હતો કે ચુપચાપ તેઓનો ફોટો ખેંચી તેઓને બતાવશે ત્યારે કૅમેરાની વાત કહેશે, પણ વિચારેલું બધું નકામું થઈ ગયું.

મરૂતનું કોઈ કામમાં મન લાગતું ન હતું. બે દિવસથી તે ગુમસુમ અહીં તહીં ફરતો હતો. માતાએ તેની ઉદાસિનતાનું કારણ પૂછ્યું પણ ''કશું નથી'' કહીને વાત ટાળી દીધી.

એક દિવસ મરૂત ઘરમાં ન હતો. માતાએ પેન લેવા માટે કબાટ ખોલ્યું. સાહજિક રીતે ચોપડીઓ, નોટોની પાછળ

સંતાડેલો કૅમેરો તેના હાથમાં આવ્યો. તેણે તે આમતેમ કરી જોયો. તે સમજી નહીં કે મરૂત તે ક્યાંથી લાવ્યો છે ? તે ક્યારેક મરૂતના કબાટને સાફસૂફ કરતી હતી, પણ તેને ક્યારેય આવી વસ્તુ મળી ન હતી. થોડી વધુ તપાસ કરતાં તેના હાથમાં કૅમેરાની સાથે આવેલા કાગળો મળ્યા. તેમાં કંપનીનું નામ અને સરનામું છાપેલું હતું. હવે તેની સમજમાં આખી વાત આવી ગઈ. તેને યાદ આવ્યું કે છેલ્લા કેટલાક મહિનાથી મરૂત કૅમેરા માટે કહી રહ્યો હતો. તેણે તે જાહેરાત જોઈને મને કહેલું કે આ તો સસ્તો છે, તે જ ખરીદી લો, પણ તેણે અને તેના પિતાએ બન્નેએ ટાળી દીધું હતું કે, "હજુ તું નાનો છે. વાંચવામાં ધ્યાન આપ."

"તે પૈસા ક્યાંથી લાવ્યો ?" માતા વિચારવા લાગી. તેણે તરત જ તેની ગોલખ ખોલી. તેના જન્મદિને આવેલા રૂપિયા તેમાં જ હતા. તે વિચારતી હતી કે તેમાંથી મરૂતને માટે સારી ભેટ લાવીશું. ગોલખમાંથી રૂપિયા ઘટ્યા હતા. હવે બધી જ વાત તેને સમજાઈ. મરૂતે ચોરી પણ કરી છે, એ જાણીને તેને ખૂબ ખરાબ લાગ્યું. સાંજના મરૂતના પિતાજી આવ્યા તો તેણે તૂટેલા કૅમેરાની આખી વાત કરી. તેઓ બહુ સમજદાર વ્યક્તિ હતા. તેમને થયું કે જ્યારે મરૂત કૅમેરો લેવાની જીદ કરતો હતો, ત્યારે તેમણે તેને સારી રીતે સમજાવવાનો હતો અને જો એક નિશ્ચિત સમય નક્કી કર્યો હોત, તો તે આ પ્રકારની પોતાની જીદ કરત નહીં. બન્નેએ નક્કી કર્યું કે હવે તેને ધમકાવીને નહીં

પણ પ્રેમથી સમજાવવો પડશે, જેથી તે ક્યારેય આ પ્રકારની પોતાની જીદ કરે નહીં.

માતા એક એવા અવસરની શોધમાં હતી કે કેવી રીતે કૅમેરાની વાત થાય. મરૂત રાતના માતા-પિતાજી સૂઈ ગયા છે જાણી કૅમેરાને સરખો કરવાની કોશિશ કરતો હતો, ત્યાં અચાનક માતા તેની સામે જઈ ઊભી. તે એકદમ ચોંકી ગયો અને કૅમેરો તેના હાથમાંથી છૂટી ગયો. માતાએ આગળ વધીને કૅમેરો પકડી લીધો અને બોલી "ક્યાંથી આ આવ્યો ?"

મરૂત માથું નીચું નાખીને ઊભો રહી ગયો. એકવાર મનમાં થયું કે ખોટું બોલે, પણ તે તેમ કરી શક્યો નહીં. "જે સાચું છે, તેનો સ્વીકાર કરવો જોઈએ, તેમાં જ મારું પ્રાયશ્ચિત્ત છે, પછી ભલે મને ગમે તેટલો ધમકાવે ?" એમ તેણે વિચાર્યું. તેણે આખી વાત માતાને કહી. "તેં અમને પૂછ્યા વગર આ કાર્ય કર્યું તે સારું નથી." માતાએ તો આ વખતે ફક્ત આટલું જ કહ્યું અને સૂઈ જવા માટે કહીને તે જતી રહી, પણ મરૂતની આંખમાં ઊંઘ ક્યાંથી હોય ? તે મોડા સુધી પડખાં ઘસતો રહ્યો. કાલે તેણે પિતાજીનો સામનો કરવો પડશે.

સવારે નાસ્તાના સમયે તે અપરાધીની માફક માથું નમાવીને બેઠો હતો અને પોતાની વાત નીકળવાની રાહ જોતો હતો. નાસ્તો થઈ ગયો તે પછી માતાએ કૅમેરો અને કાગળો લાવવાનું કહ્યું. તેણે ચુપચાપ લાવીને બધી વસ્તુઓ આપી અને છાપું વાંચવાનું બહાનું કરવા લાગ્યો. તેના કાન સારી રીતે માતા-

પિતાની વાતચીત તરફ હતા.

પિતાજીએ બધી વસ્તુઓ ધ્યાનથી જોઈ અને વાંચી. આશ્ચર્ય એ થયું કે નારાજ થવાને બદલે તેની તરફ જોઈ શાંત અને ભાવથી કહેવા લાગ્યા, ''મરૂત મહોદય, આપે અમને પૂછ્યા વગર આ વસ્તુ મંગાવીને બહુ મોટી ભૂલ કરી છે.''

''જી'' તે માથું નમાવીને બસ એટલું જ બોલી શક્યો.

''હવે તમે પહેલાં તો એ નક્કી કર કે હવે પછી જાહેરાતની કોઈ વસ્તુ મંગાવીશ નહીં. મંગાવશે તો મને અથવા પોતાની માતાને જરૂર પૂછશે.''

''જી પિતાજી'' મરૂતે કહ્યું.

પિતાજી પછી આગળ સમજાવવા લાગ્યા, ''મેં તને કેટલી વાર સમજાવ્યો હતો કે જાહેરાતમાં તો તેઓ બહુ પ્રલોભન આપે છે, પણ વસ્તુ સામે આવે છે તો નિરાશ થવું પડે છે. આ કૅમેરો બહુ જ સસ્તો છે. કૅમેરા લેવા માટે તું આટલો ઉત્સુક હતો, તો પછી તારે અમને કહેવાની જરૂર હતી. તે રકમમાં થોડી વધુ રકમ ઉમેરીને મેં તને સારામાં સારો કૅમેરો અપાવ્યો હોત.''

''બહુ મોટી ભૂલ થઈ ગઈ. હવે પછી ક્યારેય આવી ભૂલ નહીં થાય.'' મરૂતે કહ્યું.

''પણ આનું શું થશે તે તો વિચારો.'' માતા બોલી.

''આ રદ્દી કૅમેરાને હું આજે જ પાછો મોકલી આપું છું. તેમાં છ મહિનાની ગેરંટી આપેલી છે. પણ આ તો છ દિવસ પણ ચાલ્યો નહીં. હું કડક કાગળ લખીને તેની સાથે મોકલું

છું. તેમાં એ પણ લખું છું કે જો રૂપિયા પાછા મોકલશો નહીં તો તમને નોટિસ મળશે.'' પિતાજી સહેજ ઉત્તેજિત થઈને બોલ્યા.

મરૂતે થોડી રાહતનો દમ લીધો. તેને રકમ નકામી જવાનું બહુ દુઃખ થતું હતું. તે એક-એક દિવસ કરીને જવાબ આવવાની રાહ જોતો હતો. 'તેની મૂર્ખતાની લીધે પિતાજીને કેટલું પરેશાન થવું પડશે.' તે વિચારતો હતો. પિતાજીને તે સારી રીતે જાણતો હતો કે ખોટી વાત તે સહન કરી શકતા નથી અને તેનો પૂરેપૂરો વિરોધ કરતા હતા, પછી ભલે તેમને હાનિ કેમ ઉઠાવવી ન પડે ? લગભગ એક મહિના પછી તે કંપનીમાંથી ૪૫ રૂપિયા પાછા આવ્યા. ''તોડફોડ અડધી તમે ઉઠાવો, અડધી અમે.'' એમ લખાણ આવેલું.

''કશું ન મળવા કરતાં આટલું મળ્યું તે ઠીક છે.'' મરૂતના પિતાએ કહ્યું, પણ મરૂત હજુ પણ આ રૂપિયાની ખોટથી ખિન્ન હતો.

''તું જો હાઈસ્કૂલની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પાસ થઈશ, તો તને સારામાં સારો કેમેરો ઈનામમાં મળશે.''

''સારી લાલચ આપી રહ્યા છો.'' માતાએ કહ્યું. આ લાલચ નથી. એણે જે મોટી ભૂલ કરી છે, તેનું સારા ગુણ મેળવીને પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ અને તે માટે ખૂબ ભારે શ્રમ કરવો પડે છે. પછી અમે પ્રસન્ન થઈને ઈનામ આપીશું જ ને....''

પિતાજી હસી પડ્યા અને કહ્યું, ''આ જ થઈને અમારા પુત્રની વાત.''

# ચતુર પત્ની

સર્વોદય એક્સપ્રેસ પૂરા વેગથી ગુજરાત તરફ દોડી રહી હતી. બારીની પાસે બેઠેલી નવોઢા જયશ્રી બહારની તરફ જોતી વિચારોમાં ખોવાઈ ગઈ હતી. દિલ્હીમાં ઉછરેલી અને ભણેલી જયશ્રી વિચારી રહી હતી કે, 'અમદાવાદ કેવું હશે ? ત્યાંના લોકો કેવા હશે ? હવે તો તેણે ત્યાં જ રહેવાનું હતું' તેને હવે નવા પરિવારમાં રહેવાનું હોવાથી તે બાબતમાં વિચારતી હતી. વચ્ચે વચ્ચે તે જાનૈયાઓ તરફ જોતી હતી. લગ્નમાં વરરાજાની સાથે પાંચ જ વ્યક્તિ આવી હતી. બધા જ શરૂઆતથી વાતચીત અને ગપસપ કરતા હતાં. બાજુની બેઠકમાં એક યુવક અને યુવતી તેની બાજુમાં બેસી વાતો કરતા હતાં. ફક્ત જયશ્રી જ ચુપચાપ બેઠી હતી. ક્યારેક પાસે બેઠેલા પતિની સાથે એકાદ વાક્ય બોલી લેતી હતી. તેણે માથે ઘુંઘટ રાખ્યો ન હતો. પત્નીની લાજ એ સંકોચનો ઘુંઘટ હતો.

જયશ્રી ધ્યાનથી બધાની વાત સાંભળી રહી હતી. તેણે જોયું કે યુવક- યુવતી તેના પરિવારની સાથે જલદીથી હળીમળી ગયાં છે. તેઓ પણ કહેતા હતાં કે તેમને પણ અમદાવાદ જવાનું છે. તેઓ ત્યાં જ રહે છે અને તેમને કાપડની મિલ છે. જોવામાં પણ તેઓ સૌમ્ય અને પૈસાદાર લાગતા હતાં.

રસ્તામાં બધા ખાતા પીતા હતા. ક્યારેક ચેવડો, ક્યારેક શીખંડ, તો ક્યારેક ખમણ, ઢોકળાં. ગુજરાતીઓ ખાવા-પીવામાં શોખીન હોય છે. પણ જયશ્રી તો પહેલીવાર સાસરે

જઈ રહી હતી. તેના પિતાએ તેની સાથે ખાવા-પીવા માટે પૂરતી વસ્તુઓ આપી હતી. યુવક-યુવતી પાસે બેઠાં હતાં અને બધાં હળીમળી ગયાં હોવાથી તેઓને પણ ખાવામાં સાથે રાખતાં હતાં. તેઓ ના-ના કરતાં હતાં પણ સાથે બેઠેલાં અને પરિચિત થઈ ગયાં હોવાથી તેઓ પણ ખાવામાં ભાગ લેવા લાગ્યા. રસ્તો લાંબો હોય ત્યારે સહપ્રવાસીઓ એમ જ કરતાં હોય છે. તે યુવતીએ પણ પોતાનું ટિફીન ખોલી અને બરફી કાઢી બધાની પ્લેટમાં મૂકવા માંડી. તે લોકોએ બહુ ના પાડી કે અમારી પાસે પૂરતી વસ્તુઓ છે, છતાં યુવતી માની નહીં અને બોલી, ''વાહ રે ! તમે તમારો જ નાસ્તો કરાવતા રહ્યા છો. અમારો તો થોડો ચાખી જુઓ. બહુ સ્વાદિષ્ટ કાજુની બરફી છે.''

જયશ્રી જોઈ રહી હતી કે તે સુંદર યુવતી બધાની પ્લેટમાં બરફી મૂકી રહી હતી. તેણે તે પણ ધ્યાનમાં રાખ્યું કે યુવતીએ પોતાની અને પોતાના સાથીની પ્લેટમાં બરફી મૂકી ન હતી. જયશ્રીના મનમાં તરત જ વિચાર આવ્યા કે તેઓ તે કેમ લેતા નથી.

જયશ્રીએ તેને કહ્યું " આપ પણ તે લો ને !''

''તમે લોકોએ એટલું બધું ખવડાવ્યું કે હવે ચૂર્ણ ખાવું પડશે. તમે લોકો તો લો. જરૂરથી વધુ લો.'' બરફીનો ડબ્બો બધા વચ્ચે ફેરવતાં કહેવા લાગી.

''ના જી અમે લોકોએ તો બહુ ખાધું ''જયશ્રીના સસરા

કહેવા લાગ્યા. જયશ્રી તો આમે બહુ ઓછું ખાતી હતી. માતા પિતાનું ઘર, જૂના બધા સંબંધીઓને છોડવાથી તેનું મન ઉદાસ હતું. તેની પ્લેટમાં હજુ ઘણી વસ્તુઓ હતી. પણ બરફી ખાવાની તેની બિલકુલ ઈચ્છા ન હતી. તે વિચારવા લાગી, દેખાવમાં તેઓ ગમે તેટલા ભલા લાગતા હોય, વાતચીતમાં સારા હોય, છતાં શું આ અપરિચિતની આપેલી વસ્તુ ખાવી યોગ્ય છે ? આ સમયે પોતાની પાસે રૂપિયા, કીમતી કપડાં, સામાન અને ઘરેણાં પણ છે. જયશ્રી તે બરફીને અડકી પણ નહીં. તેણે ધીમે રહીને કાગળની પ્લેટ વાળીને બારીની બહાર ફેંકી દીધી. બધા બરફીનાં વખાણ કરતા હતા, તો તે પણ પ્રશંસા કરવા લાગી.

ખાઈ-પીને પરવારતા રાત થવા લાગી. બધા જ થાકી ગયેલા હતા. સૌએ પોતપોતાનો બિસ્તરો પાથરી લીધો. જયશ્રીને ઉપરની બેઠકમાં સૂવા માટે મોકલી દીધી. સામેની બાજુ ઉપર તેના પતિ મહોદય સૂવા માટે ગયા. તેઓએ ઘરેણાં અને રૂપિયાવાળી બ્રિફકેસ માથા નીચે મૂકી હતી. જયશ્રીએ જોયું કે પંદર વીસ મિનિટમાં જ તેમની આંખો બંધ થઈ અને નસકોરાં બોલવા લાગ્યા. તેણે નીચેની તરફ જોયું તો બધાં જ ઊંઘતાં હતાં. થાક લાગ્યો હોવા છતાં જયશ્રીની આંખોમાં ઊંઘ નહોતી. હા, થાક અને અહીં તહીં જવાને લીધે તેનું માથું ભારે થયું હતું. તે પણ આંખો ઉપર હાથ રાખીને આડી પડી હતી. વચ્ચે વચ્ચે તે તેના પતિની તરફ જોયા કરતી હતી.

જયશ્રી થોડો અવાજ થતાં ઝબકી ગઈ. તેણે ઝીણી આંખે પતિની તરફ જોયું તો જણાયું કે નીચે ઊભેલો યુવક તેના પતિના માથા નીચેની ઘરેણાંવાળી બ્રીફકેસ ધીરે ધીરે ખસેડી રહ્યો છે. જયશ્રીએ ક્ષણવારમાં જ નિર્ણય લીધો અને કપડાંથી ભરેલી પોતાની સુટકેસ જે પોતાના માથા નીચે હતી. ખેંચીને પૂરી તાકાતથી યુવકના માથાના પાછળના ભાગમાં મારી.

''હાય'' એમ જોરથી બોલીને તે ત્યાં જ બેસી ગયો. યુવતી તેને પકડવા આવી, ત્યાં સુધીમાં તો જયશ્રી જલદીથી કૂદીને તેની પાસે પહોંચી ગઈ. તેણે યુવતીની બાંય પકડી



લીધી અને જેટલા જોરથી બોલાય તેટલા જોરથી ''ચોર, ચોર પકડો પકડો'' બોલી.

રાતના શાંત વાતાવરણમાં જયશ્રીનો અવાજ ડબ્બામાં ગાજી ઊઠ્યો. નજીકના કેટલાક પ્રવાસી અને ગાર્ડ પણ ત્યાં

દોડી આવ્યા. યુવક તો બેહોશ પડ્યો હતો. યુવતી જયશ્રીની સાથે ઝઘડી રહી હતી, "તું મારા ઉપર ખોટો આરોપ લગાવી રહી છે "

ગાર્ડે આવીને યુવતીને પકડી લીધી. જયશ્રીએ બધી વાત વિસ્તારથી કહેતાં જણાવ્યું કે, "મને શક છે કે બરફીમાં કોઈક નશીલો પદાર્થ ભેળવેલો હશે."

ત્યાં સુધીમાં સ્ટેશન પણ આવી ગયું. પોલીસ આવી અને બન્નેને પકડી ગઈ. ડૉક્ટર દવા સુંઘાડીને જાનૈયાઓને હોશમાં લાવ્યાં. તેઓ તો સમજી રહ્યા હતા કે અમદાવાદ આવી ગયું એટલે બધાને ઉઠાડવામાં આવે છે. આંખો ચોળતાં ચોળતાં સૌ બેઠા થયા અને પોલીસ તથા પ્રવાસીના ટોળાને જોતાં ચોંકી ઊઠ્યા. તેઓની સમજમાં કશું આવતું ન હતું. થોડીવાર પછી આખી વાત તેમને કહેવામાં આવી ત્યારે તેઓ સમજ્યા અને તેઓને જયશ્રી માટે ગર્વ થવા લાગ્યો. તે પછી આખી રાત તેઓની આંખમાંથી ઊંઘ ઊડી ગઈ. તેઓ જયશ્રીની પ્રશંસા કરી રહ્યા હતા. હવે અમે બધાં જાગીએ છીએ. "તું નિશ્ચિંત થઈને સૂઈ જા. તું બહુ થાકી ગઈ હશે."

જયશ્રી મનમાં ને મનમાં હસતી હતી. થોડીક સાવચેતી અને હોશિયારીથી બહુ મોટી મુશ્કેલી દૂર થઈ.

બીજા દિવસે છાપામાં જયશ્રીના સાહસની ખબર છપાઈ. બરફીમાં નશીલી વસ્તુ ભેળવાઈ હતી. યુવક અને યુવતી પ્રવાસીઓને નશીલી વસ્તુઓ ખવડાવનાર ટોળકીના સભ્યો હતા. બન્નેને જેલમાં મોકલી આપવામાં આવ્યા હતા.

# નવો પ્રકાશ

ગિરિનું મન ભણવામાં બિલકુલ ન હતું. શાળામાં શિક્ષક ભણાવતા હોય ત્યારે તેનું મન એકાગ્ર થતું નહીં. તે ક્યાંક જોતો હતો અથવા ક્યારેક કશુંક વિચારતો હતો. ઘરકામ સામાન્ય રીતે લાવતો નહીં હોવાથી શિક્ષકોની ધમકી સાંભળવી પડતી. ગણિત, અંગ્રેજી જેવા વિષયો તેને ખરાબ લાગતા હતા ગણિતનો પિરિયડ સૌથી છેલ્લો રહેતો. આમ હોય ત્યારે તે શાળામાંથી છેલ્લો પિરિયડ છોડીને ભાગી જતો હતો. ક્યારેક કોઈ બગીચામાં તો ક્યારેક બજારમાં ફરવા જતો રહેતો હતો. ક્યારેક ઘેર વહેલો પહોંચી જતો અને આજે રજા હતી, એમ બહાનું કાઢતો હતો.

ગિરિનું માસિક પ્રગતિપત્રક મોટે ભાગે ખરાબ જ રહેતું હતું. તે બ-ત્રણ વિષયમાં નાપાસ થતો હતો. પિતાજી તેને સામાન્ય રીતે ધમકાવતા હતા કારણ કે તે ઘરમાં મોટા ભાગનો સમય રમવામાં કે ટી.વી. જોવામાં વિતાવતો હતો. તેમ છતાં પિતાજીની ધમકીને તે ગણકારતો ન હતો. ગિરિના પિતાજી પિત્તળનાં વાસણો વેચવાનો ધંધો કરતા હતા. ગિરિ વિચારતો હતો તે ભણે કે ના ભણે શો ફેર પડવાનો છે ? તે તો પિતાજીની દુકાને કામે લાગી જ જશે. ઘરની પરિસ્થિતિ સારી હતી, એટલે તેને લાગતું હતું કે નોકરી તો કરવી પડશે નહીં, પછી ભણવાથી શો ફાયદો ?

બધા દિવસોની જેમ ગિરિ તે દિવસે પણ ઘેરથી જલદી

નીકળી ગયો. તેની પાસે થોડા પૈસા હતા. બજારમાં જઈને તેણે ચાટ ખાધી, પછી થોડી વાર તે તાપમાં અને ગરમી હોવા છતાં બજારમાં ફર્યો. તેને સખત તરસ લાગી,તે ઠંડા પાણીના મશીનની લારી પાસે જઈ ઊભો રહ્યો. એક મોટો છોકરો ત્યાં ઊભો રહી વાંચતો હતો. ''લારીવાળો ક્યાં છે ? પાણી જોઈએ છે.'' વીસ પૈસાનો સિક્કો તેને આપતાં ગિરિ બોલ્યો.

છોકરાએ શાંતિથી પુસ્તક એક બાજુ મૂક્યું અને પાણી આપ્યું. ગિરિએ પાણી પીધા પછી આજુબાજુ જોયું, તો કોઈ બીજો છોકરો દેખાયો નહીં. ''શું આ લારી તારી છે ?'' તેણે તે છોકરાને પૂછ્યું.

તેણે ''હા'' કહેવા માટે માથું હલાવ્યું ''બતાવતો, આ કઈ વાર્તાની ચોપડી તું વાંચી રહ્યો છે ?'' ગિરિએ તેની તરફ હાથ લંબાવીને પૂછ્યું.

''આ વાર્તાની ચોપડી નથી, ભાઈ દસમાં ધોરણનું પુસ્તક છે.'' છોકરાએ કહ્યું.

''દસમાનું પુસ્તક'' ગિરિ આશ્ચર્યથી બોલ્યો.



''હા, હું પરીક્ષા આપી રહ્યો છું.'' છોકરાએ વાત કરી,

"અરે ! ભાઈ, તારે વળી પરીક્ષા આપવાની શી જરૂર પડી ? લારી ચલાવીને પૈસા તો મળે છે, ખાવો, પીવો અને મઝા કરો.'' ગિરિએ તે છોકરાને કહ્યું.

હવે છોકરાએ પુસ્તક બાજુ પર મૂકી પહેલી વાર ધ્યાનથી ગિરિ તરફ જોયું.

''તું શું ભણે છે ? આઠમા, નવમા ધોરણમાં ભણતો હોઈશ ? ભણવાની કિંમત સમજતો નથી? પિતાજી ભણવા માટે જ સગવડ આપતા હોય છે.'' તે બોલ્યો.

''ભાઈ, તને તો ખોટું લાગ્યું. હું તો એમ જ પૂછી રહ્યો હતો કે ભણવાથી શો લાભ છે ?'' ગિરિ ધીમા અવાજથી બોલ્યો.

''ભણી, ગણીને સારું કામ મેળવીશ, સારી નોકરી મળી જશે અથવા પછી કોઈ ટ્રેઈનિંગ લઈ લઈશ. હંમેશાં લારી લઈને ફરવામાંથી અને પાણી વેચવામાંથી તો મુક્તિ મળી જશે. આ કામ જેટલું સરળ દેખાય છે, તેટલું નથી. અત્યારે તો હું અને મારી માતા છીએ. થોડા રૂપિયાથી ગુજરાન ચાલે છે, પણ આગળ જતાં મુશ્કેલી તો આવશે ને. આ લારી તો મારા પિતાજી ચલાવતા હતા, એટલે તેમના અવસાન પછી જરૂરિયાતને લીધે હું ચલાવું છું. મારા પિતાજીની ઈચ્છા હતી કે ભણી-પરવારીને કોઈક સારા કામે લાગી જાઉં. મારે પણ સારી રીતે તૈયારી કરીને તેમની ઈચ્છા પૂરી કરવી છે. છોકરાએ

તેને વિસ્તારથી બધી વાત કરી.

હવે ગિરિએ તેને પોતાની વાત કહી કે તેના પિતાજી પણ તેને ભણાવવા માંગે છે, પણ તેનું મન ભણવામાં લાગતું નથી. તે નહીં ભણે તો નુકસાન શું છે ? પિતાજીના ધંધામાં તો તે જોડાઈ જશે.

પાણી વેચનાર છોકરો ખૂબ સમજુ હતો. તે ગિરિને સમજાવવા લાગ્યો કે તારા પિતાજી સાચી વાત કરે છે. જીવનમાં ક્યારે કઈ પરિસ્થિતિ આવશે તે કહી શકાય નહીં. પિતાજી પાસે પૈસા છે એટલે ભણવાનું છોડી દેવામાં બુદ્ધિનું દેવાળું છે. પૈસા તો આજે છે અને કાલે નથી. પણ આપણી પાસે જે યોગ્યતા છે તે હંમેશાં સાથ આપશે. ફરી તેને કહ્યું કે કેવી રીતે તેના પિતાજીના ધંધામાં મોટી ખોટ આવી હતી. તેઓ ભણેલા નહીં હોવાથી કુટુંબના નિર્વાહને માટે પાણીની લારી ચલાવવી શરૂ કરી. આ બનાવથી તેઓએ નક્કી કરેલું કે બાળકને જેટલું શક્ય હોય તેટલું ભણાવવું પછી તેને નોકરી કે ધંધો કરવાની છૂટ છે.

ગિરિને તરત જ પોતાના પિતાજીએ કહેલી વાત યાદ આવી ગઈ. તેના નહીં ભણવાના લીધે તેઓ નારાજ રહેતા હતા અને કહેતા હતા કે, ''ભણીશ નહીં તો લારી ચલાવવી પડશે.'' આ વાત તે એક કાને સાંભળી બીજા કાનેથી કાઢી નાખતો હતો, પણ આજે તે સમજી ગયો પિતાજી તેને નહીં ભણવાના લીધે શા માટે ધમકાવતા હતા, અને તે કેટલું ભલું

ઈચ્છતા હતા, ''ભાઈ, તેં મારી આંખ ખોલી નાખી છે. હું પણ હવે ભણવામાં લાગી જઈશ.'' ગિરિએ પૈસા આપતાં કહ્યું, ''જે વાતને સમજાવતાં સમજાવતાં તેના શિક્ષિકો અને પિતાજી હારી ગયા હતા, તે વાત એક અજાણ છોકરાએ તેને સારી રીતે સમજાવી દીધી.''

ગિરિએ આળસ છોડીને ભણવાનું શરૂ કરી દીધું. શરૂઆતમાં તો ચોપડી વાંચવામાં તેને મુશ્કેલી પડવા લાગી, પણ ધીમે ધીમે મન લાગવા માંડ્યું અને આનંદ આવવા લાગ્યો. હવે ઘેર અને શાળામાં તેને કોઈ ધમકાવતા ન હતા અને તેનાથી બધા પ્રસન્ન રહેતા હતા.

ગિરિના આ પરિવર્તનથી તેના પિતાજીને ખૂબ આશ્ચર્ય થયું હતું. જ્યારે તેમણે બધી વાત જાણી, તો લારીવાળા છોકરા ગોપાલ તરફ તેમના મનમાં સ્નેહ અને આદર ઉત્પન્ન થયો. તેમણે ગિરિને તેની સાથે મિત્રતા રાખવા પ્રોત્સાહિત કર્યો. તે પણ ગિરિને ઘેર આવવા લાગ્યો. ગિરિના માતા-પિતા તેની સાથે સ્નેહપૂર્ણ વ્યવહાર કરતા હતા. ગિરિના પિતાજીએ ગોપાલને ચાર કલાકને માટે દરરોજ કામ કરવા પોતાને ત્યાં રાખી લીધો. તે લારી ચલાવીને જેટલા રૂપિયા કમાતો હતો તેટલા રૂપિયા તેને મળવા લાગ્યા. આ રીતે તાપ, વરસાદ, ઠંડીમાં આખો દિવસ અહીં તહીં ફરવામાંથી છુટકારો મળ્યો. ગોપાલ દુકાન ઉપર કામ કર્યા પછી વધેલા સમયમાં મન લગાવીને ભણતો હતો. ગિરિને પણ પોતાની સાથે ભણવા

માટે બેસાડતો હતો. તેને થોડી મુશ્કેલીઓ પડતી હતી, તે પણ દૂર કરી આપતો હતો. પરીક્ષા માટે બન્નેએ ખૂબ મહેનત કરી. બન્ને બીજા વર્ગમાં પાસ થયા.

# હોશિયારીનું પરિણામ

જુલાઈ મહિનો હતો. નવું સત્ર હજી હમણાં જ શરૂ થયું હતું. હજુ તો સરખી રીતે ભણાવવાનું શરૂ થયું ન હતું. ત્યાં નેહાના વર્ગમાં એક ખરાબ બનાવ બનવા લાગ્યો હતો. દર બીજા ત્રીજા દિવસે કોઈ એક છોકરીની ચોપડી ખોવાઈ જતી હતી. પહેલાં આવું બનતું ન હતું. વર્ગમાં કોઈ ચોર ઘુસી આવ્યો છે, તેની બધી છોકરીઓ ચર્ચા કરી રહી હતી. કેટલીક બીજા વર્ગમાંથી, તો કેટલીક બીજી શાળામાંથી આવેલી હતી. તેઓની ઉપર શંકા જતી હતી, પણ કોઈ સાબિતી વગર કોઈને કશું કહી કેવી રીતે શકાય ? શિક્ષિકાઓએ તો કહી દીધું હતું કે દરેકે પોતાની વસ્તુઓની સંભાળ જાતે જ રાખવી.

બીજી છોકરીઓની માફક નેહા પણ સાવધાન હતી. તે ઘેરથી આવતાં અને જતાં પોતાની ચોપડીઓ જોઈ લેતી હતી. વચ્ચે ક્યાંક જવાનું થતું, તો તે બહેનપણીઓને કહીને જતી હતી. એક દિવસ કોઈ શિક્ષિકાએ કોઈ કામ માટે તેને બોલાવી. તે પછી તરત જ ગાઈડીંગમાં જવાનું હોવાથી મોટાભાગની છોકરીઓ ત્યાં ગઈ હતી. શિક્ષિકાની પાસેથી પાછા આવી નેહાએ પોતાનું દફતર ઉઠાવ્યું, તે પણ ચાલી ગઈ.

રિસેસના સમયે દરરોજની જેમ નેહાએ પોતાની ચોપડીઓ જોઈ, તો એક પુસ્તક ઓછું હતું. તેણે તરત જ ઊભા થઈ શિક્ષિકાને આ વાત બતાવી. "બરાબર યાદ કરી લે, તું આજે તે પુસ્તક ઘેરથી લાવી હતી." શિક્ષિકાએ કહ્યું.

"જી, મેં હિન્દીના પિરિયડમાં પુસ્તક કાઢીને તેમાંથી વાંચ્યું હતું." નેહા બોલી. પાસે બેઠેલી વિદ્યાર્થિનીએ પણ આ વાતની સાક્ષી આપી.

શિક્ષિકા વિચારમાં પડી ગઈ. જતાં જતાં ક્યાં આ મુસીબત આવી. વાલીઓની પણ ફરિયાદ આવતી હતી અને તે માટે પગલાં ભરવાનું કહેવામાં આવતું હતું. ચોર કોણ છે? આ વાતની ખબર પડતી ન હતી. તેમણે ગુસ્સામાં આવીને કહ્યું, "જ્યાં સુધી નેહાની ચોપડી મળશે નહીં, ત્યાં સુધી કોઈ છોકરી ઘેર જઇ શકશે નહીં. પછી તેમણે નેહાને કહ્યું કે તુ બધાંનાં દફતરની તપાસ કર. નેહાને પોતાના પુસ્તકનો બરાબર પરિચય હતો. થોડા જ વખતમાં એક છોકરીની ચોપડી જોતાં તે એકદમ ખચકાઈ. એક ચોપડીને તેણે વારંવાર આમતેમ જોયા પછી શિક્ષિકાને કહ્યું, "આ મારી ચોપડી છે."

પુસ્તક જે છોકરીના દફતરમાંથી મળ્યું, તે એકદમ ઊભી થઈ ગઈ. "અરે વાહ! તું શું કહે છે? મારી ચોપડીને પોતાની ચોપડી કહેતાં તને શરમ આવતી નથી!"

ત્યાં સુધીમાં શિક્ષિકા તે બન્નેની પાસે પહોંચી ગઈ હતી. તેમણે પુસ્તકને પોતાના હાથમાં લીધું. ફાટી-તૂટી ચોપડી હતી.



જગા જગાએ શાહીનાં ધાબાં હતાં. ચોપડીનાં શરૂઆતનાં કેટલાંક પાનાં ઉપર "ક્રાન્તિ" લખેલું હતું. તેઓ નેહાની તરફ જોઈ બોલ્યા, "આ ઉપર તો ક્રાન્તિનું નામ લખેલું છે. અને આમ તો તું તારી ચોપડીઓ એકદમ સારી અને ચોખ્ખી રાખતી હોય છે."

"બહેનજી આ મારી જ ચોપડી છે. તેણે જાણી જોઈને ગંદી અને ફાટી-તૂટી બનાવી દીધી છે." નેહા રડમસ અવાજે બોલી.

"આ તો મારું જ પુસ્તક છે. તું એ કેવી રીતે પોતાનું બતાવે છે." ક્રાન્તિ વારંવાર દઢતાથી આ વાત કરી રહી હતી.

શિક્ષિકાને કંઈ સમજાતું ન હતું કે હવે શું કરવું ? તે વિચારી રહી હતી કે સારી વસ્તુને કેવી રીતે શોધી કાઢવી. એટલામાં નેહા ક્રાન્તિને કહે છે, "તારી ચોપડી છે તો તને સારી રીતે ખબર હશે. તું બતાવ તેં આમાં ક્યાં ક્યાં તારું નામ લખ્યું છે."

ક્રાન્તિએ જલદીથી ત્રણ ચાર જગાએ શાહીથી લખેલું પોતાનું નામ બતાવ્યું. ''બસ હવે તો ક્યાંય નથી ને.'' નેહાએ પૂછ્યું, ''ના'' તેણે જલદીથી જવાબ આપ્યો.

નેહાએ પુસ્તક પોતાના હાથમાં લઈ લીધું અને બોલી ''આ નામ શાહીથી પાછળથી લખાયેલું છે.''

પછી તે શિક્ષિકાની પાસે જઈ કહેવા લાગી, ''બહેનજી, આપ અને ક્રાન્તિ મારી સાથે પાંચ મિનિટ માટે ગૃહવિજ્ઞાનના વર્ગમાં ચાલો. સાચી વાત ત્યાં તમારી સામે આવી જશે.''

શિક્ષિકા અને ક્રાન્તિ બન્ને વિચારમાં પડી ગઈ કે નેહા ગૃહવિજ્ઞાનની શિક્ષિકાની ઓળખાણ વાપરશે. ક્રાન્તિ રસ્તામાં જ મનમાં કહી રહી હતી ''ત્યાં પણ તારું કશું ચાલવા નહીં દઉં. તું મને શું સમજે છે ?''

નેહાએ ગૃહવિજ્ઞાનના વર્ગમાં જઈ જલદીથી ગેસનો સ્ટવ સળગાવ્યો પછી પુસ્તકનું શરૂઆતનું પાનું તાપથી સહેજ દૂર રાખ્યું. થોડી જ વારમાં ત્યાં ''ને'' અક્ષરની પારદર્શક આકૃતિ ઊઠી આવી. ''જુઓ, આ રહ્યું મારું નામ.'' તે આનંદમાં આવીને બોલી ઉઠી.

''અરે,આ શું છે ?'' શિક્ષિકાએ આશ્ચર્યથી પૂછ્યું.

''હા, આ તો તેં હમણાં કશુંક કરી લીધું.'' ક્રાન્તિએ મોં મચકોડ્યું.

નેહાએ ગુસ્સે થઈને કહ્યું. ''ચાલો, હવે તમે જાતે જ બીજીવાર, બીજા પાના ઉપર મારા નામનો અક્ષર જુઓ. તને

ડર છે કે ક્યાંક હું કશુંક કરી લઉં છું, તો તમે તમારા હાથે આ પાનાને પકડી, આગથી થોડે દૂર રાખો.''

કાન્તિ ચુપચાપ ઊભી રહી. શિક્ષિકાએ નેહાએ બતાવેલા પાનાને પકડી આગથી થોડે દૂર રાખ્યું. ગરમી મળવાથી ત્યાં ''ને'' અક્ષર પારદર્શક રૂપથી ચમકવા લાગ્યો.

હવે નેહા જોરથી કહેવા લાગી હતી, ''હજુ પણ કાન્તિ તું કહેશે કે આ પુસ્તક મારું છે. તારી ચોપડી છે, તો મારું નામ ક્યાંથી આવ્યું બોલ.''

કાન્તિ હજુ પણ કહી રહી હતી કે આ પુસ્તક મારું છે. ત્યારે નેહાએ શિક્ષિકાને બધી વાત કહી કે વર્ગમાં વારે વારે ચોરી થતી જોઈને તેણે મીણબત્તીના છેડાથી ચોપડીના પાનાઓ ઉપર બે ત્રણ ઠેકાણે 'ને' અક્ષર લખેલો હતો. મીણને તો કાઢી નાખ્યું પણ ગરમી લાગવાથી અક્ષર પારદર્શક રીતે ચમકવા લાગ્યો.

''તું ચોર જ નહીં જુઠ્ઠી અને ધુતારી પણ છે. ખુલ્લી રીતે પકડાઈ ગઈ છે, છતાં સાચી વાતનો સ્વીકાર કરતી નથી.'' શિક્ષિકાએ કાન્તિને ધમકાવી. પછી તેને ઘસડીને આચાર્યાની ઑફિસમાં લઈ ગઈ. તેઓએ તેને ખૂબ ધમકાવી, કાન પકડીને ખેંચી, સાચું નહીં બોલવા માટે શાળામાંથી કાઢી મૂકવાની વાત કરી, ત્યારે તેણે પોતાની ભૂલનો સ્વીકાર કર્યો. આચાર્યાની ઓફિસ પાસે છોકરીઓનું ટોળું ઊભું હતું. કાન્તિ જેવી બહાર નીકળી કે, ''કાન્તિ ચોર, કાન્તિ ચોર એમ બૂમો પાડવાની

શરૂ કરી.

બીજા દિવસે કાન્તિને આચાર્યાની ઓફિસમાં બોલાવી અને કહ્યું કે જો તે પોતાના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરશે, તો તેને શાળામાં રાખવામાં આવશે, નહીં તો તેનું નામ કાઢી નાખવામાં આવશે. કાન્તિએ તેમના તરફ પ્રશ્નવાચક નજર નાખી. તેઓએ કહ્યું, ''પ્રાયશ્ચિત્ત એ છે કે તારે પ્રાર્થના પછી મંચ ઉપર આવી પોતાના અપરાધનો સ્વીકાર કરવો પડશે.''

કાન્તિનો ચહેરો ફિક્કો પડી ગયો. બધી છોકરીઓ સામે તે ચોર કહેવાશે એમ વિચારતાં જ તે કાંપવા લાગી. ''હું મારા વર્ગની અંદર માફી માગી લઈશ.'' તેણે આચાર્યાને કહ્યું.

''નહીં, તારે સમગ્ર છોકરીઓની સામે પોતાની ભૂલ માનવી પડશે. વિચારી લે, ભૂલ માનવી છે કે શાળામાંથી નીકળી જવું છે.'' તેમણે દૃઢતાથી કહ્યું. જો આજે આ રીતે રોકવામાં નહીં આવે તો ધીમે ધીમે તેની આ આદત વધતી જાય અને કદાચ કેટલી મોટી ચોરી કરી નાખે તે કહેવાય નહીં. તે મનમાં વિચારી રહી હતી અને ખરાબ વૃત્તિને વધવા નહીં દેવા માટે કૃતનિશ્ચયી હતી.

હવે કાન્તિની પાસે કાંઈ વિકલ્પ ન હતો.

પ્રાર્થના પછી તે ધીરેથી મંચ ઉપર આવી અને માથું નીચું કરીને ઊભી રહી, ''તારો અપરાધ તારા મુખેથી બતાવ.'' મંચ ઉપર ઊભેલાં આચાર્યાએ કહ્યું.

કાન્તિએ ચોપડીઓ ચોર્યાની બધી વાત કરી. તે પછી

ત્યાં જ તે જોરજોરથી રડવા લાગી. આચાર્યાએ એક શિક્ષિકાને સંકેત કર્યો. તે તેને એક ખંડમાં લઈ ગઈ. હવે આચાર્યાએ છોકરીઓને તે સમજાવ્યું, "બાળાઓ ક્રાન્તિએ આજે મોટું પ્રાયશ્ચિત્ત કર્યું છે. વિચારો, આનાથી વધુ મોટી શિક્ષા શી હોય, કે તેણે તમારી સૌની સમક્ષ પોતાની ભૂલનો સ્વીકાર કર્યો. આટલું મોટું પ્રાયશ્ચિત્ત કર્યા પછી તે આવી ભૂલ કરશે જ નહીં. ગાંધીજીની વાત યાદ રાખો કે ખરાબીની ઘૃણા કરો, ખરાબની નહીં. આપણા બધામાં થોડી ખરાબી હોય છે, આપણે તેને છોડીએ. ક્રાન્તિ સાથે તમે કોઈ ખોટો વ્યવહાર કરતા નહીં. કાંઈ કશું કહેતા નહીં. તેને બહુ ભારે શિક્ષા મળી ગઈ છે. હા, ક્રાન્તિએ જે ભૂલ કરી છે તે પ્રકારની ભૂલ,તમે કરશો નહીં, તેવો પાઠ આજે સૌએ શીખવાનો છે.

તે દિવસ પછી ક્રાન્તિએ ખરેખર કોઈ ચોરી કરી નથી. એક વાર કડક થઈને શિક્ષક કે વાલી જો ખરાબીના મૂળને કાપી નાખશે તો આગળ ઉપર તે ફૂલશે-ફાલશે નહીં. શરૂઆતમાં ઢીલ રાખવાથી અથવા 'હજુ બાળક છે, આગળ જઈને સુધરશે ' એમ વિચારવાથી અંતમાં પસ્તાવાનો વારો આવે છે.

# સાહસનો ચમત્કાર

સુખવિંદર, પોતાના પડોશી કેપ્ટન મનોજકુમારનો ખૂબ આદર કરતો હતો. તેઓ ભારે હસમુખા, મિલનસાર અને જિન્દાદિલ હતા. તેઓ સુખવિંદરને પોતાના લશ્કરી જીવનની રોમાંચકારી સત્યઘટનાઓ કહેતા હતા, જેનાથી તેને

બહાદુરીની પ્રેરણા મળતી હતી. દેશના માટે પ્રાણ હથેળીમાં રાખીને યુદ્ધ ક્ષેત્રમાં જનારા જવાનો પ્રત્યે સુખવિંદરના મનમાં ખૂબ આદર હતો. મનોજકાકા તો તેને પોતાના પુત્રની જેમ સ્નેહ આપતા હતા અને મિત્રના જેવો વ્યવહાર કરતા હતા. તેમનો પુત્ર અભય પણ સુખવિંદરનો ગાઢ મિત્ર હતો. આ આખો પરિવાર સુખવિંદરને એટલો સારો લાગતો હતો કે કેટલીક વાર તે કલાકો સુધી તેમને ત્યાં રહેતો હતો.



8

એક રાત્રે એકદમ સુખવિંદરની આંખો ખુલી ગઈ. તેને ક્યાંક ઘોંઘટ જેવો અવાજ સંભળાયો. તે જલદીથી બારી પાસે ગયો. તેની નજર અભયના ઘર તરફ ગઈ. જે તેના ઘરની બરાબર સામે હતું. ત્યાં તેણે ઝાંખા પ્રકાશમાં હથિયારધારી બાર-ચૌદ ડાકુઓને જોયાં. તે દિવસોમાં ગામમાં સામાન્યપણે ધાડ પડતી હતી, જેથી જાનમાલનું જોખમ રહેતું હતું. 'અરે ! આજે કાકા પણ નથી, એકલો અભય શું કરશે ?' સુખવિંદર

વિચારવા લાગ્યો તેણે તરત જ ઘરમાંથી નીકળી અને દોડીને પોતાની બાજુના પડોશીઓને ખબર આપી કે અભયને ત્યાં ડાકુઓનું ટોળું આવ્યું છે. કેટલાક પડોશીઓ કે જેમની પાસે હથિયાર હતાં, તેમને જગાડીને બહાર મોકલી આપ્યા. ચાર-છ વ્યક્તિઓએ ગલીના નાકે મોરચો ગોઠવ્યો, કેટલાક ધાબા ઉપર પહોંચી ગયા. સુખવિંદર કિરપાણ લઈને બારીના રસ્તેથી અભયના ઘરમાં પહોંચી કૂદી પડ્યો. તેણે ધીમેથી પોતાની આંખ બચાવીને વીજળીની ઝડપે સાંકળ ખોલી નાખી. ડાકુઓ ઘરમાં પોતપોતાની રીતે ઉત્પાત કરી રહ્યા હતા. સુખવિંદરે જઈને તેઓને પડકાર્યા. ડાકુઓએ તેના ઉપર હુમલો કર્યો, પણ તે ગભરાયો નહીં. તેણે કાકાની રાઈફલ લઈ લીધી હતી. તેણે ડાકુઓ પર ગોળીઓ છોડવા માંડી. એટલામાં બીજા પડોશીઓ પણ દરવાજામાંથી અંદર દાખલ થયા. આટલા બધા માણસોને જોઈને ડાકુઓને પોતાની અસલામતી જણાતાં ભાગવા માંડ્યા.

સુખવિંદરે પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર જે સાહસ બતાવ્યું તેની બધાએ પ્રશંસા કરી. મનોજકાકાએ આ સાંભળ્યું ત્યારે તેને પોતાની છાતીએ લગાવી દીધો. તેને લીધે તેમના ઘર અને કુટુંબનું રક્ષણ થયું હતું. એ માટે તેમણે એક સ્થાયી ભેટ સુખવિંદરને આપી હતી. ''આ સાહસી બાળક તો ખરેખર લશ્કરી જીવન માટે યોગ્ય છે.'' એમ વિચારીને તેમણે સુખવિંદરને લશ્કરી ક્ષેત્રમાં જવા માટે પ્રેરણા આપી.

તેમણે તેને રાષ્ટ્રીય સુરક્ષા એકેડેમી પરીક્ષા અપાવીં અને ભારે પરિશ્રમ કરીને તૈયારી કરાવી. સુખવિંદર તે પરીક્ષામાં સારા ગુણથી પાસ થયો. તેના પિતા તેના અભ્યાસનો ખર્ચ ઉઠાવી શકે તેમ ન હતા એટલે તેના અભ્યાસનો ખર્ચ પણ મનોજકાકા આપતા હતા. તેમનો પુત્ર અભય પણ તે પરીક્ષામાં પાસ થયો. બન્ને સાથે ભણવા લાગ્યા. તે બે એકમેકને એટલો બધો સ્નેહ કરતા હતા કે બધા જ તેઓને એકબીજાના ભાઈ જ સમજતા હતા.

# ઉપકારની કિંમત

મૈત્રેયી હાઈસ્કૂલમાં કેવળ પ્રથમ સ્થાને ન હતી પણ સાથે સાથે બોર્ડમાં તેનું ત્રીજું સ્થાન હતું. તેના આ પરિણામથી શાળાને ગૌરવ હતું. તેના જેવી પ્રતિભાશાળી છોકરીઓ કૉલેજમાં ક્યારેક જ આવે છે. રમતગમત, સાંસ્કૃતિક કાર્યક્રમ, ચર્ચાઓ જેવા વિવિધ કાયક્રમોમાં પણ તે પોતાની પ્રતિભાનું પ્રદર્શન કરતી હતી.



મૈત્રેયીને પહેલું સ્થાન મળવાથી તેને બે શિષ્યવૃત્તિઓ મળી, એક બોર્ડની અને બીજી મંડળની. આમ તો બન્ને પર તેનો અધિકાર હતો છતાં તે વિચારતી, ''જો આ શિષ્યવૃત્તિ હું બીજી કોઈ વિદ્યાર્થિનીને આપું તો તેને વધુ ઉપયોગી થાય.'' મૈત્રેયીના વર્ગમાં જ એક વિદ્યાર્થિની અમલા હતી સીધી, સરળ અને હોશિયાર છોકરી. પરીક્ષાના દિવસોમાં માંદી પડવાથી ચાર ગુણથી પહેલા વર્ગમાં તે આવી શકી નહીં. તેના પિતાજી વૃદ્ધ અને સાધારણ સ્થિતિના હતા. તે તેને જેમ તેમ કરીને ભણાવતા હતા. અમલા પહેલા વર્ગમાં નહીં આવવાથી મૈત્રેયીને ભારે દુઃખ થયું. તે તેને આર્થિક મદદ કરવા માંગતી હતી, પણ તે જાણતી હતી કે અમલા બહુ જ સ્વાભિમાની છે. તે પ્રત્યક્ષરૂપે કોઈની મદદ લેશે નહીં. મૈત્રયીએ વિચાર કર્યો અને અંતમાં તેનો ઉકેલ પણ મળ્યો. તે આચાર્યાની પાસે ગઈ અને તેણે અમલાની કૌટુંબિક સ્થિતિ બતાવી એવી સમજ ઊભી કરી કે તેની એક શિષ્યવૃત્તિ અમલાને આપવામાં આવે. આચાર્યાને તો આમ કરવામાં શો વાંધો આવે. તેમણે તો મૈત્રેયીને મોઢેથી જ આવી વાત સાંભળીને ખૂબ આનંદ થયો.

મૈત્રેયીની એક શિષ્યવૃત્તિ અમલાને આપવામાં આવી. ''પહેલો વર્ગ આવ્યો નથી, છતાં શિષ્યવૃત્તિ કેવી રીતે મળી?'' આ વાતનું અમલાને આશ્ચર્ય થયું. ગમે તેમ કરીને તેને સાચી વાત જાણવા મળી ગઈ. મૈત્રેયીના આ પ્રકારના

વ્યવહારથી તેનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. મૈત્રેયીએ ક્યારેય આ વાત પોતાના મોઢે કોઈને કરી ન હતી, નહીં તો વ્યક્તિ-ઓનો સામાન્ય રીતે સ્વભાવ હોય છે કે પોતે કરેલા થોડાક ઉપકારની વાત પણ કેટલીય વાર કહેતા રહે છે અને ઉપકૃત વ્યક્તિને પોતાના ત્યાગની વાત યાદ કરાવે છે.

શિષ્યવૃત્તિ મળવાથી અમલાનો અભ્યાસ સુવિધાથી ચાલવા લાગ્યો. અમલા વિચારતી હતી કે મૈત્રેયીના ઉપકારનું ઋણ હું કેવી રીતે વાળી શકું અને તે માટે મારે કાંઈક કરવું જોઈએ. પણ તે જલદીથી કોઈ પ્રસંગ પ્રાપ્ત કરી શકી નહીં. બીજા વર્ષે તેઓ બન્ને ઈન્ટરમાં આવી. કૉલેજની પરંપરા એવી હતી કે સત્રની શરૂઆતમાં જે સાંસ્કૃતિક કાર્યક્રમ, ખેલ-કૂદ, ચર્ચાસભા વગેરેની સ્પર્ધાઓ થતી હતી. તેમાં સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થિનીને ઈનામ મળતાં પણ એક પદક એવું હતું જે એવી વિદ્યાર્થિનીને મળતું જે ફક્ત ભણવામાં જ નહીં પણ અન્ય પ્રવૃત્તિઓમાં પણ સર્વશ્રેષ્ઠ હોવી જોઈએ. બધાં જ ક્ષેત્રોમાં એક જ વિદ્યાર્થિની સર્વશ્રેષ્ઠ હોય તેવું બહુ ઓછું બનતું હોય છે. એટલે આ પદક કેટલાંક વર્ષ પછી કોઈક જ વિદ્યાર્થિનીને મળતું હતું. પદકની સાથે કૉલેજ તરફથી રૂ.૫૦૧-૦૦નું ઈનામ આપવામાં આવતું હતું.

સ્પર્ધાઓ શરૂ થઈ ત્યારે અમલાએ મનમાં જ કોઈક નિર્ણય કર્યો. સાંસ્કૃતિક કાર્યક્રમ અને ખેલકૂદમાં તે હંમેશાં સર્વોચ્ચ રહેતી હતી, છતાં આ વખતે આ સ્પર્ધાઓમાં

આયોજન વખતે અમલાએ પોતાનો દેખાવ સ્તર કરતાં ઉતરતો કર્યો. બધાને આશ્ચર્ય થતું હતું કે આજે આને શું થઈ ગયું છે ? મૈત્રેયીનો દેખાવ બહુ સારો રહ્યો. બન્નેમાં તે સર્વપ્રથમ રહી. આ રીતે મૈત્રેયીનું નામ કૉલેજની વિશિષ્ટ વિદ્યાર્થિનીની યાદીમાં આવી ગયું, જે 'મેધાવિની'નો પદક અને ઈનામ મેળવતી હતી.

બીજા દિવસે અમલા આચાર્યાની ઑફિસ પાસેથી પસાર થતી હતી ત્યારે તેમણે તેને બોલાવી અને કહ્યું. ''હું તો તને આંતર્વિદ્યાલય સ્પર્ધામાં બહાર લઈ જવાનું વિચારી રહી હતી, પણ તેં તો કાલે નિરાશ કરી દીધાં.''

એક શિક્ષિકા કહી રહી હતી, ''અમલા તને કાલે શું થયું હતું ? આટલો નિરાશાજનક દેખાવ તો તેં ક્યારેય કર્યો નથી.''

અમલા હસતાં હસતાં કહેવા લાગી, ''અન્ય વિદ્યાલયમાં સ્પર્ધા હોય ત્યારે આપ મને સાથે લઈ જશો તો તેમાં નિરાશ નહીં થવું પડે.''

આચાર્યાને તેની વાત થોડીક સમજાઈ. તેમણે પૂછ્યું, ''તે જાણી જોઈને તો આમ કર્યું ન હતું ને ?''

અમલા કશું બોલી નહીં. ફક્ત ગરદન ઝુકાવીને તે સહેજ હસી પડી.

અમલાના ગયા પછી શિક્ષિકાઓ થોડી વાર સુધી આ વિષયમાં વાતો કરતી રહી. તેઓ કહી રહી હતી કે મૈત્રેયી અને અમલા બન્નેની જેટલી પ્રશંસા થાય તેટલી ઓછી છે. ધન

અને સન્માનની ઈચ્છામાં આંધળી બનેલી વ્યક્તિ શક્ય તેટલાં ખોટાં કામ કરતાં અચકાતી નથી, પણ અહીં તો બન્નેએ ત્યાગનું અનુકરણીય ઉદાહરણ પૂરું પાડ્યું છે.

# વિજેતા

શિવ તેના પિતાનો સહાયક બની ગયો હતો. શાળામાંથી આવી ઘરકામ પૂરું કરીને, તે પિતાની સાથે કામમાં લાગી જતો હતો. ખેતીમાં નિંદામણ, ખોદકામ, કાપવાનું, ઢોરની સારસંભાળ જેવા કામમાં તે મદદ કરતો હતો. હજુ તે નાનો છોકરો જ હતો. પિતાજી તેને રમવા જવા માટે કહે તો તેનો જવાબ હતો "પહેલાં તમારી સાથે કામ કરી લઉં, પછી જઈશ." તે સૌથી મોટો દીકરો હતો. પિતાજીને મદદ કરવામાં તે પોતાની જવાબદારી સમજતો હતો, નાની ઉંમરમાં પણ તેનામાં આટલી સમજ ન જાણે ક્યાંકથી આવી ગઈ હતી ?"

એક દિવસ પિતાજી શહેરમાં બિયારણ-ખાતર વગેરે ખરીદવા ગયા હતા. સાંજનો સમય હતો. શિવ મોડે સુધી ખેતરમાં રહી તેને પાણી પાવાની વ્યવસ્થા કરતો રહ્યો. જ્યારે પાણી પિવડાવાઈ ગયું તો તે ટ્યૂબવેલની સ્વિચ બંધ કરવા ગયો. જલદીથી ભીના હાથે જેવી તે બંધ કરી, તો શિવનાથી ચીસ પડાઈ ગઈ. જેમાં કરંટ જતો હતો, તેવા તાર ઉપર તેનો હાથ લાગી ગયો હતો. શિવ ત્યાં જ બેહોશ થઈ ગયો. અવાજ સાંભળીને પડોશનો ખેડૂત દોડી આવ્યો અને રબરની ચંપલ



પહેરીને દંડાથી તરત જ શિવને વીજળીના તારથી છૂટો કર્યો. થોડી વારમાં શિવના પિતાજી અને બીજી વ્યક્તિઓ ત્યાં એકઠી થઈ ગઈ. તેઓ તરત જ મુખીની ગાડી માંગી લાવ્યા અને તેમાં શિવને સુવાડીને શહેર લઈ ગયા.

શહેરની હૉસ્પિટલમાં શિવને દાખલ કરી દીધો. થોડા સમય પછી શિવને ભાન આવ્યું, પણ તેનો હાથ નકામો થઈ ગયો હતો. ડૉક્ટરોએ ચાર-પાંચ દિવસ રાહ જોઈ અને પછી જણાવ્યું કે તેમાં કાંઈ જ સારું થાય તેમ નથી,પણ તેમાં પરૂ થવા માંડ્યું છે, જો હાથને કાપવામાં ન આવે તો આખા શરીરમાં પરૂ(સેપ્ટિક) ફેલાવાની શક્યતા છે. શિવના પિતાજીએ આખરે હાથ કાપવાની સંમતિ આપી દીધી.

જે દિવસે કપાયેલા હાથ સાથે શિવ ઘેર આવ્યો, તો તેને લાગ્યું કે તેની બધી જ શક્તિ ક્યાંક જતી રહી છે. તે હતાશ અને ઉદાસ ચહેરે પોતાનો કપાયેલો હાથ જોતો રહ્યો. તેને

ખાવાપીવામાં અણગમો થવા લાગ્યો.

તેના પિતાજીથી આ જોવાતું ન હતું. એક દિવસ તેમણે શિવને સમજાવ્યું, "બેટા, આ રીતે નિરાશ થવાથી શો લાભ? એમ તો વિચાર કર કે એટલું સારું થયું કે તું બચી ગયો."

વચમાં જ શિવ અચકાતાં બોલ્યો, "મરી ગયો હોત તો સારું થયું હોત.." તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે ડુસકાં લેતાં કહેતો હતો, " હવે હું તમારી સાથે ખેતરમાં કામ કરી શકીશ નહીં. "

પિતાજીએ વહાલથી તેનું માથું પંપાળતા કહ્યું "બેટા, ખેતીનું કામ કરવા માટે હું એકલો જ બસ છું." તું હવે પૂરા મનથી ભણવામાં આગળ વધ. તું ખૂબ ભણીગણીને આગળ વધે એ જ મારી ઈચ્છા છે."

બે-ત્રણ મહિના પછી શિવ શાળાએ જવા લાગ્યો. શિક્ષકે પણ ખૂબ સહાનુભૂતિ સાથે સમજાવ્યો. કેટલાક છોકરાઓએ પણ તેની સાથે સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર કરવા માંડ્યો. પરંતુ ચાર-પાંચ મહિના પછી કેટલાક ઉછાંછળા અને ટીખળી છોકરાઓ શિવને 'લૂલો' કહીને ચીઢવવા લાગ્યા. તેઓ એવા હતા કે જેમને શિવ ક્યાંક ભણવામાં તો ક્યાંક રમતગમતમાં હરાવી ચૂક્યો હતો. શિવ હજુ પણ પહેલાની જેમ રમતના મેદાન ઉપર જતો, પણ તે એક ખૂણામાં ઉદાસ ચહેરે ઊભો રહેતો હતો. પહેલાની જેમ તે રમતમાં ભાગ લેતો ન હતો. તે છોકરાઓ તેને ચીઢાવીને ભાગી જતા હતા. તે

મનમાં ને મનમાં મૂઝાતો હતો. વાત અહીં અટકી નહીં. આ ઉદ્દંડ છોકરાઓ તેને અપંગ અને અસહાય સમજીને જ્યારે-ત્યારે માર પણ મારતા હતા.

એક દિવસ શિવ રમતના મેદાન ઉપર આવેલા એક ઝાડ નીચે જોરજોરથી રડતો હતો. તે વિચારતો હતો કે આવતી કાલથી તે શાળાએ નહીં આવે. તેનાથી અપમાન સહન થતું ન હતું. ત્યાંથી પસાર થતા શિક્ષકની નજર તેના ઉપર પડી. તેઓ બોલ્યા, ‘‘અરે ! તને શું થયું ? અહીં ક્યાંથી ? ’’

શિવે રડતાં રડતાં બધી વાત કહી. શિક્ષક તેને સમજાવવા લાગ્યો, ‘‘જો બેટા, તું ભણવાનું છોડી દઈશ તો શું તને ચીઢવનારા તે મૂર્ખાઓથી તું બચી જશે ? જીવનના દરેક સ્તરે અહીં તહીં તેઓ તને મળ્યાં જ કરશે. એવી વ્યક્તિઓના બકવાસથી તું તારી જિંદગીનો રસ્તો બદલી નાંખશે ? શું તારો તેઓ માટેનો આ સાચો જવાબ હશે ? ના ક્યારેય નહીં.’’

શિક્ષકની વાત સાંભળીને તેણે પોતાનાં આંસુ લૂછી નાખ્યાં. તેણે ખૂબ ધ્યાનથી તેમની વાત સાંભળી. તેઓ કહી રહ્યા હતા, ‘‘આંસુ લૂછી નાખ, તારામાં રહેલી આંતરિક શક્તિને ઓળખ. શક્તિ હાથમાં નથી, શક્તિ તારા મનમાં છે. દઢ સંકલ્પ બળથી આગળ વધો, સફળતા મળશે.’’

શિવે પૂછ્યું ‘‘સાહેબ શું હું રમી શકીશ ? ’’

‘‘હા, કેમ નહીં, તું વૉલીબોલ, બેડમિન્ટન, ટેબલ-ટેનિસ જેવી રમતો સહેલાઈથી રમી શકીશ.’’ શિક્ષકે કહ્યું.

શિક્ષકની વાતોની ભારે અસર શિવના મન ઉપર થઈ. તે વારે વારે બોલ્યો. "શક્તિ હાથમાં નહીં મનમાં છે." બીજા દિવસે તે શાળાએ આવ્યો તો તેનાં વ્યવહાર બદલાયેલો લાગ્યો. તે ઢીલો અને નરમ બનીને બેઠો નહીં. રમતના મેદાન ઉપર પણ માથું ઊંચું રાખીને ઊભો હતો. તે પણ ખેલાડીઓ સાથે ગયો અને બોલ્યો, "હવે હું પણ રમીશ." છોકરા બોલ્યા, "એક હાથથી."

"હા, એક હાથથી રમી તમને હરાવીશ," શિવ પણ હવે કહેવા લાગ્યો. હવે તે પૂરા મનથી ભણવા અને રમવામાં લાગી ગયો. તેના મનમાંથી આળસ અને સંકોચ જતા રહ્યા. તેના મનમાં ફક્ત એક જ વાત હતી, "બે હાથ ધરાવતા છોકરાઓથી આગળ વધવું." સાચી લગનીથી સફળતા મળે છે, તે એટલો ઝડપથી સારું રમવા લાગ્યો કે તે ટીમનો કેપ્ટન બની ગયો. બેડમિન્ટન હોય કે વૉલીબોલ અથવા પછી ટેબલ ટેનિસ, બધામાં તે આગળ રહેવા લાગ્યો. ગામની ટીમ સ્પર્ધા માટે શહેરમાં ગઈ, ત્યાં પણ શિવે ટીમને જીત અપાવી. જલદીથી તે રમતગમત અધિકારીની નજરમાં આવી ગયો. તેઓએ તેનામાં છુપાયેલી પ્રતિભાને ઓળખી અને પ્રોત્સાહિત કરી. પ્રાદેશિક અને રાષ્ટ્રીય સ્તર ઉપર પણ તેણે રમતોમાં ભાગ લીધો અને ઈનામો જીત્યાં. ભણવામાં તો તે સારો હતો જ. એમ.એ. સુધી બીજા વર્ગમાં પાસ થતો રહ્યો. રમતોની તેની યોગ્યતા અને ઈનામોને આધારે એક કૉલેજમાં શારીરિક

પ્રશિક્ષકના સ્થાન ઉપર નિમણૂક મળી. સાચું છે કે શરીરનું કોઈ અંગ ભાંગી જવાથી જીવનમાં એટલી મોટી ખામી નથી આવતી, જેટલી મન ભાંગી જવાથી થાય છે. મનોબળની દૃઢતા જ જીવનની સફળતાનું સાચું કેન્દ્રબિંદુ છે. જેણે આ રહસ્યને જાણી લીધું છે તે જીવનસંગ્રામનો વિજેતા છે.

# સાહસિક સાવિત્રી

હરિયાણાના એક ગામમાં સાવિત્રીનું કુટુંબ રહેતું હતું. તેના પિતાજી અધ્યાપક હતા. બાળકોને તેમણે સાહસ, કર્તવ્યનિષ્ઠા અને પરિશ્રમના સંસ્કાર આપ્યા હતા. તેમને ત્રણ બાળકો હતાં. પંદર વર્ષની સાવિત્રી સૌથી મોટી હતી. તેનાથી બે નાના છોકરા હતા. સાવિત્રી અગિયારમા ધોરણની પ્રતિભાશાળી વિદ્યાર્થિની હતી. ભણવા ઉપરાંત તે શાળાના વિવિધ કાર્યક્રમોમાં ભાગ લેતી અને ઈનામ મેળવતી હતી. ઘરમાં અને શાળામાં તે સૌની માનીતી હતી.

સાવિત્રી થોડા ગંભીર સ્વભાવની હતી. મોટી હોવાને લીધે ઘરના માટે પોતાની જવાબદારીનો અનુભવ કરતી હતી. તે જોતી હતી કે માતા ઘરકામમાં હોય છે અને પિતાજી શાળાના સમય પછી ટ્યૂશન કરવામાં રોકાયેલા હોય છે.બન્ને કઠોર પરિશ્રમ કરતા હતા, જેથી તેઓના બાળકો સુખી રહે. નાના ભાઈઓને ભણાવવાની જવાબદારી સાવિત્રીએ સંભાળી લીધી હતી.

માર્ચ મહિનો હતો. બોર્ડની પરીક્ષા ચાલતી હતી.

સાવિત્રી રાતના મોડા સુધી વાંચતી હતી. તેની આંખ સહેજ મીંચાઈ ત્યાં જ અચાનક ખખડાટનો અવાજ સંભળાયો. સાવિત્રીએ સહેજ આંખ ખોલી અને જોયું, બન્ને ભાઈ સૂતા છે અને રૂમનો દરવાજો બંધ છે. તેની આંખો ફરીથી બંધ થવા લાગી, પણ થોડી વારમાં આંગણામાંથી ધમાધમ અવાજ આવવા લાગ્યો. હવે સાવિત્રીથી ના રહેવાયું. તે તરત જ બારી પાસે ગઈ અને પડદો ઉઠાવી જોવા લાગી. આંગણામાં ત્રણ-ચાર માણસો કૂદકો મારી આવી રહ્યા હતા. બધાના ચહેરા ઢાંકેલા હતા, 'ડાકુ' એમ અસ્પષ્ટ અવાજે સાવિત્રી બોલી ઊઠી. તે દિવસોમાં ગામમાં ધાડ પડવાના બનાવો બનતા હતા. સાવિત્રીની આંખો આગળ એવું દૃશ્ય આવ્યું કે ડાકુ તેના ઘરમાંથી બધો સામાન ઉઠાવી જઈ રહ્યા છે. તેના પિતાજીએ કઠોર પરિશ્રમ કરી આ બધો સામાન એકઠો કર્યો હતો. તે હચમચી ગઈ. તેનાથી ના રહેવાયું. સાવિત્રીએ



11

દોડીને, પાછળ જઈને, એક ડાકુને જોરથી પકડી લીધો અને બૂમો પાડવા લાગી. તેનો અવાજ સાંભળીને બીજા રૂમમાં સૂતેલા તેના માતા-પિતા જાગી ગયા. સાવિત્રીના પિતાજી તરત જ દોડીને ત્યાં જવા લાગ્યા. ડાકુ ટોળીમાંથી તેમના ઉપર ગોળીબાર થયો. ગોળી વાગવાથી તે પડી ગયા. પિતાજીને પડતા જોવા છતાં સાવિત્રીએ સાહસ ના ગુમાવ્યું. પરંતુ તેણે ગુસ્સામાં તે ડાકુને વધારે જોરથી પકડી રાખ્યો અને વધારે જોરથી બૂમો પાડવા લાગી. બીજી બાજુ સાવિત્રીની માતા અને ભાઈઓ પણ જોરજોરથી બૂમો પાડવા લાગ્યા. તેમના ઘરમાં કોલાહલ અને ગોળીઓનો અવાજ સાંભળી પડોશી જાગી ગયા. તેઓ લાકડી લઈને તરત જ સાવિત્રીના ઘર તરફ દોડી આવ્યા. તેઓને આવતા જોઈ ડાકુઓએ ભાગવાની કોશિશ કરી. પણ એક સાથી તો સાવિત્રીની પકડમાં હતો, તેઓએ તેને છોડાવવાની કોશિશ કરી, પરંતુ સાવિત્રીએ તેને એવી રીતે પકડી રાખ્યો હતો કે તેઓ છોડાવી શક્યા નહીં. લાકડી લઈ આવનાર સતત નજીક આવતા જતા હતા. તેઓએ ગોળીબાર કરવા માંડ્યો. કેટલીક ગોળી સાવિત્રીને પણ વાગી, તો કેટલીક પકડેલા ડાકુને વાગી, તેમ છતાં તેણીની પકડ ઢીલી પડી નહીં. એટલામાં ગામના લોકો નજીક આવી ગયા. હવે ડાકુઓને જાન બચાવવા ભાગવું પડ્યું.

આટલો બધો સંઘર્ષ કરવાથી સાવિત્રી બેભાન થવા લાગી. પડોશીઓએ જલદીથી તેની બંધ મુઠ્ઠી ખોલી. ડાકુ પણ ગોળી વાગવાથી બેભાન થઈ ગયો હોત. બન્નેને તરત જ

હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યાં. તરત જ તેને ઈમરજન્સી વોર્ડમાં દાખલ કરવામાં આવી. બહુ લોહી વહી જવાથી તેના જાનનો ખતરો હતો. કેટલાક લોકો રક્તદાન માટે જલદીથી તૈયાર થઈ ગયા. સાવિત્રીને કેટલીક બોટલ લોહી આપવામાં આવ્યું, તેથી તે જોખમમાંથી બહાર આવેલી છે એમ જાહેર કરાયું.

બીજી બાજુ ડાકુને પોલીસની દેખરેખ હેઠળ રખાયો હતો. તેને પણ ૧૫-૨૦ દિવસ સુધી સારવાર અપાઈ. પોલીસ તપાસ કરતાં તે એક ટોળકીનો નેતા હતો. હૉસ્પિટલમાંથી છૂટતાં પોલીસે તે ડાકુને જેલમાં મોકલી આપ્યો અને તેણે મારપીટ કરીને બધી વાત મેળવી લીધી. તેની ટોળકીના બીજા ડાકુ પણ પકડાઈ ગયા. બધાને સજા થઈ. ગામમાં ધાડ પડવાના બનાવો બંધ થયા અને શાંતિ છવાઈ ગઈ. તેનું મૂળ કારણ સાવિત્રીનું સાહસ અને શૌર્ય હતું. બધા સાવિત્રીની પ્રશંસા કરતા હતા. ગામની વિવિધ સંસ્થાઓએ સાવિત્રીનું સન્માન કર્યું અને ઈનામ આપ્યાં, એટલું જ નહીં, રાષ્ટ્રીય સ્તરે પણ સાવિત્રીનું સન્માન થયું.

# અંતઃપ્રેરણા

પરીક્ષાના થોડા દિવસ બાકી હતા ને નિકુંજ માંદો પડ્યો. આખા વર્ષ દરમિયાન તે સારી રીતે ભણી શક્યો ન હતો. તે વિચારતો હતો કે ત્રણ-ચાર મહિનામાં તૈયારી થઈ જશે. આમ અચાનક તબિયત બગડવાને લીધે તૈયારી માટે થોડો

પણ સમય બચ્યો નહીં. તે પરેશાન થઈ ગયો. કેટલીક વાર તેને વિચાર આવી ગયો કે તે આ વર્ષે પરીક્ષા જ નહીં આપે જો નાપાસ થઈ ગયો તો બીજા તેની મશ્કરી કરશે, કારણ કે તે અત્યાર સુધી બીજા વર્ગમાં પાસ થતો હતો. નિકુંજ ચોપડી ખોલતો તો તે વધારે સંશયમાં પડી જતો કારણ કે મોટા ભાગનાં અભ્યાસક્રમના પાઠ તેણે વાંચ્યા જ ન હતા. તે પુસ્તક ખોલીને ગુંચવાઈ જતો હતો. ધીરે ધીરે પરીક્ષા એકદમ નજીક આવી ગઈ.

નિકુંજની સાથે મિત્ર અમિત ભણતો હતો. તે ક્યારેક તેને ઘેર આવતો હતો. પરીક્ષાના ત્રણ-ચાર દિવસ પહેલાં તે નિકુંજને ઘેર આવ્યો ત્યારે નિકુંજ બહુ પરેશાન દેખાયો. નિકુંજની પરેશાની જોઈને તેણે પરીક્ષામાં પાસ થવાના ઉપાયો ધીમેથી સમજાવ્યાં.

''નહીં, નહીં, હું આમ ન કરી શકું'' નિકુંજ તરત જ બોલી ઊઠ્યો.

''તો પછી આટલા ઓછા સમયમાં હું કાંઈ વધારે કરી શકું તેમ નથી.'' અમિતે કહ્યું. તે નિકુંજને જુદી જુદી રીતે સમજાવતો રહ્યો કે આ વર્ષે પાસ થવું હોય તો થોડીક નકલ કરવામાં કશું નુકસાન નથી. તે એ વાત માટે પણ તૈયાર હતો કે નિકુંજને માટે નકલ કરવાની ચીઠ્ઠી તે બનાવી આપશે, તેને ક્યાં રાખવી, કેવી રીતે વાપરવી વગેરે તે સમજાવી દેશે. નિકુંજ અસ્થિર પરિસ્થિતિને લીધે બોલતો બંધ થઈ ગયો.




ખોટું કરવાવાળા પોતાની આડીઅવળી વાતોથી જલદીથી બીજાને ફસાવી લે છે અને પછી પોતાનો રસ્તો બદલી નાખે છે. પરીક્ષાના એક દિવસ અગાઉ અમિતે નાના અક્ષરોમાં લખીને નાની નાની ચિઠ્ઠીઓ નિકુંજને આપી દીધી. તેને રાખવાની, કાઢવાની, વાપરવાની બધી રીત તેણે સમજાવી દીધી.

બીજા દિવસે પરીક્ષામાં ચાર પ્રશ્ન નિકુંજના વાંચેલા આવ્યા, પરંતુ દસ નંબરનો એક પ્રશ્ન તેણે વાંચેલો નહીં. એટલે તે પહેલાં વાંચેલા પ્રશ્નોના ઉત્તરો લખવા લાગ્યો, પણ તેનું મન અસ્થિર હતું. તે વચ્ચે વચ્ચે નકલ કરનારા મિત્રોની તરફ જોતો હતો કે તેઓ તે કામ કેવી રીતે કરે છે ? કેટલીક વાર સુપરવાઈઝર શંકા સાથે તેઓની પાસે જતા અને તપાસ કરતા હતા. બીજાના પેંટ, બુશર્ટની તપાસ થતાં નિકુંજને ગભરાટ થતો હતો. સુપરવાઈઝર તેની નજીક આવતાં તેની છાતીની ગતિ વધી જતી. સાથે ચોર નજરે તે જોઈ લેતો હતો કે નકલની

ચિઠ્ઠીનો ઉપયોગ કરનારા પાસે બેઠેલા તેના મિત્રો કેટલા હેરાન થાય છે. તેઓ ક્યારેક ચિઠ્ઠીઓ સંતાડતા હતા તો ક્યારેક સુપરવાઈઝરની હિલચાલ જોતા હતા. આને લીધે તે ફક્ત એક જ પ્રશ્નનો ઉપર આપી શક્યો, જ્યારે બીજા છોકરાઓ ત્રણ પ્રશ્નના ઉત્તરો આપી ચૂક્યા હતા. "તેને બધા પ્રશ્નો આવડે છે?" તેના સાથીએ પૂછ્યું. નિકુંજના 'ના' માં જવાબ મળતાં તેણે નકલની ચિઠ્ઠી કાઢવા માટે ઈશારો કર્યો, પણ પોતાની નકલ કરનારા સાથીઓની હાલત જોઈ નિકુંજનું મન ખોટું કરવા તૈયાર ન હતું. તે ચાર પ્રશ્નોના ઉતર આપી ચુપચાપ બેસી રહ્યો. તેના મિત્રે ઈશારો કર્યો કે બહાર જઈ આવી તે જોઈ લે. તે બાથરૂમનું બહાનું કાઢી ગયો અને કાગળ ખોલી જોયું પણ તેની સમજમાં ન આવ્યું કે ત્યાં અંધારામાં તે એટલું જલદીથી તે પ્રશ્નનો જવાબ શી રીત યાદ કરી લેશે. તેનું મન તેને ધિક્કારવા લાગ્યું કે જો તેણે વાંચવા માટે થોડોક શ્રમ લીધો હોત તો આજે આ મુશ્કેલી આવત નહીં. ત્યાં તેને યાદ આવ્યું કે કૉલેજની દીવાલ ઉપર એક સદ્‌વાક્ય લખ્યું હતું. 'ઈમાનદાર હોવાનો અર્થ છે હજાર મણકામાં અલગ ચમકતો હીરો.' તેણે પોતાના મનને દૃઢ કર્યું, બેઈમાની નહીં કરવાનો સંકલ્પ કર્યો અને નકલનો કાગળ ત્યાં જ ફેંકીને પાછો પરીક્ષાખંડમાં આવી ગયો. તેને જેટલો જવાબ આવડતો હતો, તે પોતાના મનથી લખવા લાગ્યો.

બહાર નીકળીને તેના મિત્રોએ તેની ખૂબ મશ્કરી કરી,

તેને ડરપોક અને ઢીલો કહ્યો, તેમ છતાં તે બીજા દિવસે કોઈ પણ પ્રકારની નકલ કરવા માટે તૈયાર થયો નહીં. તેણે સ્પષ્ટ કહી દીધું કે જેટલું તેણે વાંચ્યું છે તેટલું જ તે લખશે, પછી ભલે પાસ કે નપાસ થવાય. નકલ કરીને મેળવેલા ગુણથી યોગ્યતા તો વધતી નથી. તેના મિત્રો તેની મશ્કરી કરતા જતા રહ્યા.

નકલ કરનારા કેટલાક વિદ્યાર્થીઓ પકડાઈ ગયા. તેઓને પકડાતા જોઈને પાણ નિકુંજ કાંપી ઊઠતો હતો. " ક્યાંક હું પકડાઈ ગયો હોત તો કોઈને મોં બતાવવા લાયક રહ્યો ન હોત" તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો.

પરીક્ષાનું પરિણામ આવ્યું તો નિકુંજ બીજા વર્ગમાં પાસ થયો હતો. નકલ કરનારા તેના સહાધ્યાયીઓ કાં તો ત્રીજા વર્ગમાં અથવા નપાસ થયા. યોગ્યતાના નામ પર તો તેઓ શૂન્ય જ હતા.

નિકુંજ જ્યારે પણ પોતાના કોઈ સહાધ્યાયીને ભણવામાં લાપરવાહી કરતો જુએ છે તો તેને પોતાની સ્થિતિ યાદ આવી જાય છે. તે પોતાના સહાધ્યાયી અને મિત્રોને પ્રતિદિન નિયમિત રૂપથી ભણવા માટે પ્રેરણા આપે છે અને પોતે પાણ આખા વર્ષ દરમિયાન ભારે પરિશ્રમ કરે છે. જે જ્ઞાન એકઠું કરે છે, તે સમય આવ્યે મદદરૂપ થાય છે અને તે જ સાચી સંપત્તિ છે. આ વાત હવે તેની સમજમાં આવી ગઈ છે. હવે તે પરીક્ષામાં સારા ગુણથી પાસ થાય છે.

# સમજદારી

ગૌરીને ફક્ત એક જ શોખ હતો, જુદી જુદી વસ્તુઓ બનાવવી, ખાવી અને ખવડાવવી. આમ તો તે ઘણી લાપરવાહ ગૃહિણી હતી. ઘરનો સામાન અસ્તવ્યસ્ત પડ્યો હોય, અહીં તહીં કપડાંના ઢગલાં હોય, રસોઈમાં આખો દિવસ બનાવેલી ખાવા-પીવાની વસ્તુઓ બગડતી હોય, પણ તે તરફ તેનું ધ્યાન હોય નહીં. કપડાં પણ એવી રીતે ધોતી કે ખિસ્સામાં તો પૈસા રહી ગયા હોય તો તે પણ ધોવાઈ જાય. પતિએ કેટલી વાર સમજાવેલું કે ખિસ્સાં જોઈ લીધા પછી જ પેન્ટ-ખમીસ ધોવા, પણ તે સાંભળીને હસતી અને ભૂલી જતી. અસ્તવ્યસ્ત કબાડીની દુકાન જેવા ઘરથી તો ખરેખર તેણે સમજૂતી કરી લીધી લાગે છે.

એક દિવસ ગૌરી બજાર જતી હતી. એકદમ તેની નજર સામે લટકતા હેંગર ઉપરના પતિના સૂટ ઉપર પડી. જલદીમાં તો હતી જ, એટલે ઝડપથી સૂટ ઉતારી, થેલીમાં નાખી, બહેનપણીની સાથે બજાર તરફ ચાલવા લાગી ત્યાં તેણે સૌથી પહેલાં સૂટ ધોવા આપ્યો, જેથી ભાર હલકો થાય.

ત્રણ દિવસ પછી પતિએ પોતાની બેગ ખોલી, તે તેમાં રૂપિયા ન હતા. તે કોન્ટ્રાકટરનું કામ કરતો હતો. પાંચ હજાર રૂપિયા કોઈને આપવા માટે પરમ દિવસે જ બહાર કાઢ્યા હતા. 'ક્યાં ગયા તે રૂપિયા' તે વિચારવા લાગ્યો. એકદમ તેને ધ્યાનમાં આવ્યું કે તેણે રૂપિયા સૂટના ખિસ્સામાં રાખ્યા હતા.

કેટલાક જરૂરી કાગળો પણ હતા. તેણે ત્યાં બેઠાં બેઠાં બૂમ પાડી, ''ગૌરી, મારો સૂટ જલદીથી લાવ.''

''કયો સૂટ'' ગૌરી બોલી.

''પેલો કથ્થાઈ રંગનો સૂટ જે મેં પરમ દિવસે પહેર્યો હતો.'' પતિએ કહ્યું.

''તે તો ડ્રાયક્લીનમાં આપી આવી.'' ''પરમ દિવસે બજાર ગઈ ત્યારે લેતી ગઈ હતી'' ગૌરી બોલી.

''અરે, તું આપી આવી, તેં તેનાં ખિસ્સાં જોયાં હતાં.'' પતિ ગભરાટથી બોલ્યા.

''નહીં જી, જલદીમાં હતી એટલે એમ જ લઈ ગઈ.'' ગૌરીએ જવાબ આપ્યો.

પતિ મહોદય માથું દબાવીને ત્યાં જ બેસી પડ્યા. પૂરા પાંચ હજાર અને નવા મળેલા કોન્ટ્રાક્ટના જરૂરી કાગળો હતા. ક્યાંથી લાવશે તે કાગળો ? કયો ભલો આદમી પૈસા પાછા આપશે ? બે-ચાર સો રૂપિયા મળતાં જ માણસ લાલચુ બની જાય છે અને પાછા આપતો નથી, તો આ તો પૂરા પાંચ હજાર રૂપિયા હતા. તેને ગૌરી ઉપર ખૂબ ગુસ્સો આવ્યો, પણ એક શબ્દ બોલ્યા વગર ગુસ્સો ઉતારી દીધો. તેને સમજાતું ન હતું કે હવે શું કરવું ? પત્નીના ફૂવડપણાને લીધે તે દુ:ખી હતો, ન જાણે કેટલીયવાર સમજાવવા છતાં, તેના ઉપર કોઈ અસર થતી ન હતી.

પતિની વાત સાંભળીને તેનું મગજ ભમી ગયું. ''આપને

બરાબર યાદ છે કે તે કોટના ખિસ્સામાં જ રૂપિયા રાખ્યા હતા ?'' તેણે પતિને પૂછ્યું

''મને સો ટકા યાદ છે કે, બૅંકમાંથી રૂપિયા લાવીને મેં તે કોટના ખિસ્સામાં રાખ્યા હતા. બોલો કાંઈ વધારે પૂછવું છે? કહે તો લખીને આપું ?'' હવે પત્ની ઉપર આવેલો ગુસ્સો બહાર આવવા લાગ્યો.

પતિને ગુસ્સે થયેલા જોઈ ગૌરી ઢીલી પડી ગઈ. નિ:સંદેહ મોટી ભૂલ તો થઈ જ ગઈ હતી. તે પતિની પાસે જઈ વિનંતીભર્યા સ્વરે ધીમેથી બોલી, ''ચાલો ડ્રાયક્લીનર પાસે જઈને પૂછીએ.''

''મારે ક્યાંય જવું નથી.'' ગુસ્સામાં પતિએ જવાબ



આપ્યો.

ગૌરી સમજી ગઈ, ''હવે તેમને કંઈ કહેવું બધું નકામું છે. જે કહી દીધું, તે જ તે કરશે.'' તે તરત જ બજાર તરફ ગઈ. પરસેવાથી રેબઝેબ થતી, ગભરાતી, હાંફતી,

ડ્રાયક્લીનરની દુકાને પહોંચી, ગભરાતાં બોલી, ''ભાઈ સાહેબ પરમ દિવસે કથ્થાઈ રંગનો એક જેન્ટસ ગરમ સૂટ ધોવા માટે આપી ગઈ હતી. શું તે ધોવાઈ ગયો ?''

''આટલી જલદી તો કેમ ધોવાય ? એક અઠવાડિયામાં મળી જશે.'' દુકાનદારે કહ્યું.

''નહીં ભાઈસાહેબ, વાત એમ છે કે કહેતાં કહેતાંમાં ગૌરીનું ગળું સુકાવા લાગ્યું. ''તેમાં એક બદામી રંગનું બહુ જરૂરી કવર રાખેલું તે રહી ગયું છે. તેમાં બહુ જરૂરી કાગળો અને સાથે રૂપિયા હતા.'' તે ગભરાતાં ગભરાતાં કહી રહી હતી.

''કેટલા રૂપિયા હતા ? '' દુકાનદારે પૂછ્યું.

''પાંચ હજાર રૂપિયા'' ધીમેથી ગૌરી બોલી.

દુકાનદારે ખાનું ખોલી, કવર કાઢ્યું અને ગૌરીને આપતાં કહ્યું. ''આ સંભાળો, ધોતી વખતે કર્મચારીએ કાઢીને ઈમાનદારી બતાવતાં પોતાની પાસે નહીં રાખી લેતાં જમા કરાવી દીધા. જરાક વિચારીએ, તેના મનમાં સહેજ પણ બેઈમાની આવી ગઈ હોત તો શું થાત ? કપડાં દુકાન ઉપર આપતી વખતે આપે ધ્યાન રાખવું જોઈએ.''

ગોરી માથું નમાવીને ઊભી ઊભી સાંભળતી હતી. તે ખરેખર સમજી ગઈ કે જો દુકાનદારના મનમાં બેઈમાની આવી ગઈ હોત તો તેને રૂપિયા પાછા મળત નહીં. આજે તે બધાની સામે ફૂવડ ગૃહિણી સાબિત થઈ.

આ ઘટનાએ લાપરવાહ ગૌરીને બિલકુલ બદલી નાખી. પતિ હસીને કહેવા લાગ્યા, "જે થયું તે સારું થયું. તારામાં સમજદારી તો આવી."

## હિતચિંતક

વિનીતની આ નવા શહેરમાં બદલી થઈ હતી. આજે તે અહીં પહેલા દિવસે ઑફિસ આવ્યો. તેણે કેટલીક જરૂરી ફાઈલો મંગાવવા માટે પટાવાળાને બોલાવવા ઘંટડી વગાડી. જેવો પટાવાળો અંદર આવ્યો કે બન્ને થોડી વાર માટે એકબીજાને જોઈ રહ્યા પછી પટાવાળો ક્ષોભ સાથે ત્યાંથી જતો રહ્યો.

વિનીતને એક એક કરતાં પાછલી વાતો યાદ આવવા લાગી. દસ વર્ષ પહેલાં આ પટાવાળો શરદ, વિનીતની સાથે અભ્યાસ કરતો હતો. તેના પિતાજી શાળામાં અધ્યાપક હતા. ગામમાં તેમની ખેતીવાડી હતી. શરદ તેમનો એકનો એક છોકરો હતો. માતા-પિતાના લાડથી તે બગડી ગયો હતો. તે કામચોર અને આળસુ બની ગયો હતો. વિદ્યાલયમાં અહીં તહીં આવારા છોકરાઓ સાથે ફરતો હતો છતાં અધ્યાપકો કશું બોલતા નહતા. આઠમા ધોરણની પરીક્ષા ક્યારેક નપાસ થઈને અને ક્યારેક નકલ કરીને શરદે જેમતેમ કરીને પાસ કરી લીધી.

આચાર્યનો છોકરો હોવાથી કોઈ તેને કશું કહેવાનું સાહસ કરતા નહીં. પણ અધ્યાપક અને સાથીદારો, બધા જ

તેના ખરાબ વ્યવહારથી હેરાન-પરેશાન હતા. પોતાની આગળ તે કોઈને કશું સમજતો જ ન હતો. મન ફાવે ત્યારે કોઈનું પણ



અપમાન કરી નાખતો હતો. જે વિદ્યાર્થી ભણવામાં સારા હોય, અધ્યાપકની પ્રશંસા મેળવતા હોય, તેઓ તેના માટે વિશેષ રૂપથી શત્રુ હતા. શરદ અને તેના સમૂહના બીજા છોકરાઓ એવા વિદ્યાર્થીઓને જાતજાતની રીતે હેરાન કરતા હતા, તો ક્યારેક રસ્તામાં અકારણ મારતા, ક્યારેક નોટબુકનાં પાનાં ફાડી નાખતાં, ક્યારેક બધા ભેગા મળી મજાક કરતા હતા. વિનીતની તે સૌથી વિશેષરૂપથી મજાક કરતો અને અપમાન કરતો હતો, કારણ કે તે ગરીબ માતાપિતાનો પુત્ર હતો. તેની પાસે બીજાઓની માફક સારાં કપડાં, બૂટ વગેરે ન હતાં અને ખર્ચ કરવા માટે પૈસા પણ ન હતા. તેના ઘરની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ હતી. તેના પિતાજી જેમ તેમ

કરીને તેને ભણાવતા હતા. વિનીત પોતાના ઘરની પરિસ્થિતિ સારી રીતે જાણતો હતો, એટલે કે તે મન લગાવીને ભણતો હતો, જેથી ભણીને સ્વાવલંબી બની શકે. વિનીતનું વિદ્યાલયમાં હંમેશાં પહેલું સ્થાન રહેતું હતું અને આ વાતથી શરદ ચિઢાતો હતો, પણ તે જાણતો હતો કે છોકરાઓને ચઢાવવાથી કે ફરિયાદ કરવાથી કોઈ લાભ થવાનો નથી.

હાઈસ્કૂલની પરીક્ષા નજીક આવી રહી હતી. વાંચવા-વાળા બધા છોકરાઓ ભણવામાં મગ્ન હતા, પણ શરદ અને તેના મિત્રોને આવારાપણામાંથી ફુરસદ ન હતી. પરીક્ષાઓનો તેમને ડર ન હતો. તેઓ થોડી નકલ કરી લેતા, કોઈ વાતો કરતા અને નપાસ થવા છતાં તેઓને કોઈ દુઃખ ન હતું.

થોડા વખત પછી એક દુર્ઘટના થઈ. શરદના પિતાજી ઉપર હૃદયરોગનો હુમલો થયો અને તેઓનું મૃત્યુ થયું. કોઈને આવી કલ્પના ન હતી. શરદ તો આ સ્થિતિને લીધે ચોંકી ગયો. ઘરમાં તો પરેશાની હતી, સ્કૂલમાં પણ સંકટ ઓછું ન હતું. કોઈ પણ પુસ્તક વાંચવા લેતો, તે તેને અઘરું લાગતું. તેના મિત્રો પણ તેને નહીં ભણવા માટે પ્રોત્સાહિત કરતા હતા.

પરીક્ષામાં શરદ અને તેના સાથીદારોએ દરેક વખતની જેમ નકલ કરવાનો પ્રયાસ કર્યો. નવા આચાર્ય-કડક હતા. તેઓ નકલ કરવાની સખત વિરુદ્ધ હતા. તેમણે કેટલીક વાર શરદ પાસેથી નકલ કરવાની ચબરખીઓ લઈ લીધી, ચેતવણી આપી. છેલ્લે એક દિવસ પરીક્ષામાં નિરીક્ષણ માટે આવેલા

તપાસ અધિકારીએ તેને ચોરી કરતાં પકડી લીધો અને ત્રણ વર્ષ માટે પરીક્ષામાં ન બેસવાની સજા ફરમાવી.

વિનીતનો હાઈસ્કૂલમાં પહેલો વર્ગ આવ્યો અને તે શહેરમાં ભણવા ગયો. શરદની માતા પણ બાળકોને લઈને ભાઈને ત્યાં ચાલી ગઈ. આજે શરદને આટલાં વર્ષ પછી જોતાં વિનીત તરત તેને ઓળખી ગયો. તેને દુ:ખ થતું હતું કે જો શરદે ભણવામાં મન લગાવ્યું હોય તો જરૂર સારા પદ ઉપર હોત.

વિનતી શરદ સાથે વાત કરવા માંગતો હતો પણ તે તેને જોતાં જ કઠોર મુખમુદ્રા બનાવી લેતો. શરદ હજુ પણ તેવો જ ઉદ્દંડ અને ઉચ્છૃંખલ હતો. તેને મનમાં ડર હતો કે વિનીત તેનો જૂનો બદલો તો નહીં લેને. વિનીત તેનો ઑફિસર હતો, પણ તે તેને થોડુંક પણ માન આપતો નહીં, બલકે સાથીદારો સાથે બેસીને તેની જાતજાતની મજાક ઉડાવતો હતો. વિનીતને આ બધી વાતો મળતી હતી. તેમ છતાં તે મનથી તેનું ભલું ઈચ્છતો હતો અને વિચારતો હતો કે કઈ રીતે તેને આગળ લાવી શકાય. તેણે ગરીબી જોઈ હતી. ચારસો રૂપિયામાં શરદને પોતાની પત્ની માતા અને બાળકોની સંભાળ કેટલી મુશ્કેલીથી થતી હશે તેની તેને સમજ હતી.

'વિમીત તેનું અપમાન કરશે' શરદની આ ધારણા ખોટી સાબિત થઈ. વિનીત તેની સાથે સારો વર્તાવ કરતો હતો. ક્યારેક તેના ઘર, પરિવાર વગેરે બાબતમાં સહાનુભૂતિપૂર્વક તપાસ

કરતો હતો. કોઈ બીજા કર્મચારીને તેણે શરદની વિરુદ્ધ ક્યારેય કોઈ વાત કરી ન હતી. તેનું પરિણામ એ આવ્યું કે શરદનું મન તેના માટે બદલાવા લાગ્યું. વિનીતને એક મોટા ઔદ્યોગિક સંસ્થાના વ્યવસ્થાપક સાથે સારો સંબંધ હતો. તેણે શરદને માટે તેમને વાત કરી. તે વિનીતના કહેવાથી શરદને પોતાને ત્યાં રાખવા માટે તૈયાર થઈ ગયા.

વિનીતે શરદને આ વાત કહી તો તેને એકદમ વિશ્વાસ આવ્યો નહીં. વિનીત આ રીતે તેનો હિતચિંતક છે, એ તો તેના વિચારમાં જ ન આવ્યું. ભાવાવેશમાં તેનું ગળું રૂંધાઈ ગયું. તે તો ફક્ત એટલું જ બોલ્યો, ''મેં તો આપને બહુ હેરાન કર્યા છે... આપનો આ ઉપકાર..''

''અરે, ઉપકારની વાત ના કર. તું પ્રગતિ કરે તેમાં જ મને આનંદ છે.'' વિનીતે તેની વાત કાપી નાખતાં કહ્યું.

વિનીતે પોતાની ઑફિસમાંથી શરદને એક વર્ષ માટે વગર પગારની રજા આપી દીધી. છ મહિનાની ટ્રેઈનિંગ પછી શરદને ત્યાં નિમણુક મળી ગઈ. ટ્રેઈનિંગના સમય દરમિયાન વિનીત તેના પરિવારને મદદ કરતો હતો.

હવે શરદમાં ખૂબ ફેરફાર થઈ ગયો હતો. તે મન લગાવીને કામ કરતો હતો, જેના પરિણામે તે આગળ વધતો ગયો. તે પોતાના પરિવર્તન અને ઉન્નતિ માટે વિનીતનો આભારી છે અને તે તેને ખૂબ માન આપતો થયો હતો. સાચું છે કે વ્યક્તિ ત્યારે જ બદલાય છે, જ્યારે તે અંદરથી બદલવા

વિચારે છે. નહીં તો તેને બદલવાના બધા જ પ્રયત્નો અને પરિસ્થિતિ નકામી બની જાય છે, અને તે પણ સાચું છે કે સાચા અંત:કરણથી કરવામાં આવેલો સજ્જનતાપૂર્ણ વ્યવહાર ક્યારેક ક્યારેક બીજા ઉપર પ્રભાવ પાડે છે.

# અંધકારની પેલી પાર

અરૂણેશ આજ સવારથી ભટકતાં ભટકતાં થાકી ગયો હતો. તે લાંબા સમય સુધી એક બગીચામાં સૂતો રહ્યો, પછી કેટલાક કલાક બજારમાં આમતેમ ચક્કર લગાવતો રહ્યો પણ દિવસ ટૂંકો થતો ન હતો. ચાર-પાંચ દિવસથી આમ જ થતું હતું. આખો દિવસ અરૂણેશને પહાડ જેવો લાગવા માંડ્યો. તે વિચારતો હતો કે ઘરમાં રહેતો હતો તો ખબર પડતી ન હતી કે ક્યારે સવાર થઈ અને ક્યારે સાંજ પડી. ભાઈ, બહેન, માતા, પિતા, મિત્રોની સાથે સમય ચપટીમાં વીતી જતો હતો. ક્યારેક નાના ભાઈ બહેન સાથે રમવું, તેમનાથી રીસાવું, મનાવવું ક્યારેક મિત્રો સાથે રમવું, ક્યારેક વાંચવું, ક્યારેક ફરવા જવું, સમય ખૂબ આનંદથી વીતતો હતો. કોઈ હેરાનગતિ ન હતી, કોઈ ચિંતા ન હતી. અરૂણેશને કોણ જાણે શું સૂઝ્યું, કેવી ખરાબ ઘડી હતી કે તે ઘર છોડીને ભાગી નીકળ્યો. તે પોતાની કુબુદ્ધિને ઠપકો આપી રહ્યો હતો. તેના ખિસ્સામાં થોડાક જ રૂપિયા બચ્યા હતા. તે પણ બે ચાર દિવસમાં પૂરા થઈ જશે તો પછી તે શું ખાશે ? ક્યાં રહેશે ? આજે પણ તેણે કશું ખાધું ન હતું. મન ઘણું જ ખિન્ન હતું, કશું ખાવાની ઈચ્છા થતી ન

હતી. જ્યારે ઘરમાં તો તે સવાર સવારમાં 'આ લાવો, નાસ્તો લાવો,' કહીને મમ્મીને તંગ કરતો હતો. તે વિચારતો હતો કે હવે કોઈ કામ શોધે. શું કરે ? કામ પણ તેને ક્યાં મળવાનું હતું? તે તો હાઈસ્કૂલમાં નાપાસ થયો હતો. તેણે પોતાની ઉંમરના છોકરાઓને ગંદાં, ફાટેલાં કપડાં પહેરીને ચાની દુકાને કામ કરતા અથવા તો ભીખ માંગતા જોયા હતા. તેઓની વચ્ચે પોતાની કલ્પના કરીને તે ચોંકી ઊઠ્યો. હવે તેની સમજણમાં આવ્યું કે પિતાજી તેને કેમ ધમકાવતા હતા કે તે ભણે અને સારા ગુણથી પાસ થાય. પણ બીજી જ ક્ષણે તેનું મન ફરીથી વિદ્રોહ કરવા લાગ્યું. તે વિચારવા લાગ્યો કે કહેવા-કરવામાં મર્યાદા હોય છે. પિતાજી તો દુશ્મનની માફક દરેક વખતે તેની પાછળ પડ્યા હતા. તે દિવસે તો ખૂબ ભારે થઈ. તે મિત્રની સાથે ફરવા નીકળી રહ્યો હતો તો પિતાજીએ કહ્યું, ''પરીક્ષા માથા ઉપર છે પણ સાહેબજાદાને ફરવા સિવાય ફુરસદ નથી. હમણાં ફરી લે, નપાસ થઈશ ત્યારે બતાવીશ. યાદ રાખજે ઘરમાં દાખલ જ નહીં થવા દઉં.'' તે સમયે પિતાજી સાથે તેમના મિત્ર અને બે ત્રણ પાડોશી પણ હતા. અરૂણેશ કાપો તો લોહી ન નીકળે તેવી સ્થિતિમાં હતો. સાચું તો એ હતું કે તે ઠોઠ બનતો જતો હતો. પિતાજી જેટલો તેને ધમકાવતા હતા, તેટલો તે એ વાતને વધુ બનાવતો. તેના કેટલાક મિત્રોની સોબતને લીધે તેનું મન વાંચવા-લખવામાં ઓછું અને ફરવામાં વધુ લાગેલું હતું. હાઈસ્કૂલની પરીક્ષાનું પરિણામ આવ્યું તો તે

ધડકતા હૃદયે જોવા ગયો. કેટલી વાર તેણે જોયું, પણ તેનું નામ ક્યાંય ન હતું. તેને કાંઈ સૂઝ્યું નહીં. ''ઘેર જઈશ તો ખેર નથી'' એટલી તો તેને ખબર હતી. તેણે એક બે મિત્રો પાસે બહાનું બતાવીને પચાસ રૂપિયા એકઠા કરી લીધા. થોડાક રૂપિયા તેની પાસે હતા. તે સીધો રેલવે સ્ટેશન ગયો. એ તો સારું હતું કે તેણે બહુ દૂરના સ્ટેશનની ટિકિટ લીધી ન હતી. તે બાજુના નગરમાં ઊતરી ગયો અને ત્યારથી ભટકી રહ્યો હતો. બે ત્રણ દિવસ પછી જ્યારે આવેશ થોડો ઓછો થયો ત્યારે તેને હોશ આવ્યો કે તે શું કરી બેઠો છે ? પણ હવે ઘેર જવામાં તો મૂર્ખતા જ કહેવાય અને ખરાબ પણ. એમ તે વિચારતો હતો. ઘરથી અલગ રહી સારી રીતે જીવવું કેટલું કઠિન છે, તે તો હવે તેણે વિચાર્યું જ ન હતું.

વિચારતાં વિચારતાં તે એક ચાની દુકાનની નજીક પહોંચી ગયો. છોકરાને ચા બનાવતાં જોઈ તેને યાદ આવ્યું કે આજ સવારથી જ કશું ખાધું નથી. તે ત્યાં બેસી ગયો અને એક કપ ચા અને બ્રેડનો ઑર્ડર આપ્યો. થોડુંક ખાઈ પીને અરૂણેશ ફરી ચાલવા માંડ્યો-ભટકવા માટે. તે અપરિચિત રસ્તો હતો. હજુ તો બપોરના બાર વાગ્યા હતા. જૂન મહિનાનો તાપ ચામડીને બાળી રહ્યો હતો. તે ક્યાંક ઠંડકમાં બેસવાનું વિચારતો હતો ત્યાં જ સામે પુસ્તકાલય જોયું અને તે તેમાં ઘૂસી ગયો. વિચારવા લાગ્યો 'સારું છે કે અહીં થોડી વાર ઠંડક મળશે અને ચિન્તાથી છુટકારો મળશે.'

અનેક વર્તમાનપત્રો ટેબલ ઉપર પડ્યાં હતાં. અરૂણેશ ત્યાં જઈને બેઠો હતો અને પાનાં ઊલટા-સુલટાં કરવા લાગ્યો. તેની નજર એકદમ જાહેરાતવાળા વિભાગમાં પડી. ત્યાં તેનો ફોટો છપાયેલો હતો. તેણે ધડકતા હૈયે વાંચવા માંડ્યું. નીચે લખ્યું હતું, '૧૬ વર્ષનો છોકરો, ગોર વર્ણ, ભૂરું પેન્ટ-શર્ટ પહેરેલો તા-૨૦-૬-'૮૮થી ખોવાયો છે. પહોંચાડનારને વાહનખર્ચ અને યોગ્ય ઈનામ આપવામાં આવશે.' નીચે તેના નામનો સંદેશો હતો. ''પ્રિય અરૂણેશ, તમારી માતા, પિતાજી, ભાઈ, બહેન સૌ ખૂબ વ્યાકુળ છે જલદીથી ઘેર આવી જાઓ. તારા પિતાજી. અરૂણેશને ગભરાટ થવા લાગ્યો ચોર નજરથી તે આમતેમ જોવા લાગ્યો. ક્યાંક કોઈ તેને જોતું તો નથી ને.



પુસ્તકાલયમાં ભારે ગરમીને લીધે વાંચનારા ખૂબ ઓછા હતા. તે થોડી વાર માટે છાપાની આડશમાં મોં સંતાડીને બેસી રહ્યો. તેની સામે પિતાજી, માતાજી, બહેન, ભાઈ વગેરેના ચહેરા

દેખાવા માંડ્યા. 'તો પિતાજીએ પણ મને માફ કરી દીધો. હું પણ કેવો મૂર્ખ છું. કેવું પાગલપણું કરી બેઠો.' તે વિચારવા લાગ્યો. પણ હજુ તેને પૂરી રીતે વિશ્વાસ નહોતો આવતો કે પિતાજી તેનાથી નારાજ નહીં થયા હોય. ક્યાંક કોઈ જોઈ જાય નહીં તે ભયથી પુસ્તકાલયમાંથી ઊઠીને બહાર નીકળી ગયો. હવે તેને પોતે પકડાઈ જશે તેનો ડર લાગવા માંડ્યો. તે કોઈ એક નિર્ણય પર આવી શકતો ન હતો. ચાલતાં ચાલતાં તે એક વડની છાયામાં થોડીવાર માટે ઊભો રહી બગાસાં ખાવા લાગ્યો. ત્યાં ચાદર ફેલાવીને એક જ્યોતિષી બેઠો હતો. અરૂણેશે તરત જ પોતાનો હાથ તેની સામે લંબાવ્યો તેને તે ઉપર-નીચે ઊંડાણથી જોવા લાગ્યો. લાલ ચહેરો, અસ્તવ્યસ્ત વેશભૂષા, મોંઢા ઉપર ચિંતાની રેખાઓ જોઈ તે સમજી ગયો કે જરૂર કોઈ ગરબડ છે. જ્યોતિષી તો વધારે પડતું મનોવિજ્ઞાન જોઈને વાત કરતા હોય છે. તેણે કહ્યું, "ખોટું કરી રહ્યા છો. રસ્તો બદલો તો સુખ મળશે."

અરૂણેશ સમજ્યો કે જ્યોતિષીએ હાથ જોઈને બધી વાત જાણી લીધી છે. તેણે પૂછ્યું "પિતાજી નારાજ તો નહીં થાય ને."

"પિતાજીની પાસે જઈ માફી માગી લો અને સાચા રસ્તે આગળ વધો. તેમને પણ સુખ મળશે અને તું પણ કાંઈક બની જઈશ." જ્યોતિષી પોતાના ચશ્માને નાક ઉપરથી આગળ ચઢાવતાં બોલ્યા.

તેમણે તો એક સામાન્ય વાત કહી હતી જે બધાને લાગુ પડે છે, પણ આ સંકટની ઘડીમાં, મન:સ્થિતિમાં અરૂણેશને લાગ્યું કે આ મહાન જ્યોતિષી છે, બધી વાત જાણી ગયા છે, તેમની વાત માનવામાં જ મારી ભલાઈ છે. તેણે ખૂબ શ્રદ્ધાથી પાંચ રૂપિયાની નોટ જ્યોતિષીજીને આપી દીધી. "બાળક તારું કલ્યાણ થશે." તેઓએ પણ આશીર્વાદ આપ્યા.

હવે અરૂણેશ સીધો રેલવેસ્ટેશન પહોંચ્યો. તેના ખિસ્સામાં ટિકિટ ખરીદવા જેટલા જ પૈસા હતા. ટિકિટ લઈને તે રેલગાડીમાં ચઢ્યો અને ધમાકા સાથે સીટ પર બેસી પડ્યો. થાક અને સંતોષથી તેની આંખ મિંચાઈ ગઈ. તેને લાગી રહ્યું હતું કે તે સાગરની પાર આવી ગયો છે. તેનું મન ભાવુક થઈ ગયું હતું. વારે વારે બધી ઘટનાઓ અને ભટકાવાપણાથી મન ભરાઈ ગયું. તેની આંખો આંસુથી ભરાઈ ગઈ અને તે વિચારવા લાગ્યો, 'ઓહ ! મેં કેટલી મોટી ભૂલ કરી હતી. પોતે જાતે જ પોતાના પગ ઉપર કુહાડી મારી દીધી અને ભવિષ્યને અંધારામાં નાખી દીધું. હે ભગવાન ! કઈ રીતે પિતાજી અને માની આ વખતે ક્ષમા માગી લઉં. તો પછી ક્યારેય તેઓની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરું. મહેનત કરીને ભણીશ અને તેઓની આશાઓને અનુરૂપ બનીશ.'

તેનું મન જલદીથી ઘેર પહોંચવા માટે તડપી રહ્યું હતુ અને રેલગાડી તેને ખેંચતી હોય તેમ લાગતું હતું.

# સાચો સ્કાઉટ

દુર્ગમિન્યુ હોશંગાબાદ જિલ્લામાં રહેતો હતો. આમ તો તે હજુ કિશોર જ હતો. છતાં તે ખૂબ સાહસિક હતો. તેની બહુમુખી પ્રતિભાને જોતાં તેના માતાપિતાએ તેને અનેક બાબતોની તાલીમ આપી હતી. દુર્ગમિન્યુ એક સાચો સ્કાઉટ પણ હતો. સ્કાઉટિંગે પણ તેની પ્રતિભાનો સારો વિકાસ કર્યો હતો. તેમાંથી પણ તેણે અનેક પ્રકારનું જ્ઞાન મેળવ્યું હતું. પોતાની સ્કાઉટિંગ ટીમનો તે દળનાયક હતો અને તેના સ્કાઉટ-માસ્ટર અને શિક્ષકગણ તેનાં કાર્યોથી ખૂબ પ્રસન્ન રહેતા હતા.

હોશંગાબાદ જિલ્લામાં નર્મદા નદી વહે છે. દુર્ગમિન્યુ નદીમાં નાહવાનો શોખીન હતો. તે સામાન્ય રીતે દરરોજ નદીમાં નાહવા જતો હતો. એક દિવસ દુર્ગમિન્યુ નાહવા ગયો તો તેણે જોયું કે એક છોકરી નદીમાં ડૂબી રહી હતી. તેના વડીલ કિનારા ઉપર ઊભા રહી બૂમો પાડતા હતા. તરવાનું નહીં જાણતા હોવાથી નદીમાં કૂદવાથી ગભરાતા હતા. નદીનો પ્રવાહ ખૂબ ઝડપી હતો. ઊંચાં-ઊંચા મોજાં ઉછળતાં હતાં. દુર્ગમિન્યુને તરવાનું આવડતું હતું. છોકરી અને તેના વડીલની કરૂણ ચીસો સાંભળીને તે પોતાને રોકી શક્યો નહીં અને તરત જ નદીમાં કૂદી પડ્યો. તે નદીનાં ઝડપી મોજાંને કાપતો તે સ્થાને જવા લાગ્યો જ્યાં છોકરી ડૂબી રહી હતી, પણ જેવો તે તે જગાએ પહોંચ્યો તો છોકરી ડૂબી ગઈ હતી. ઉપરથી



તેની કોઈ ખબર પડતી ન હતી. દુર્ગમિન્યુ હવે શંકામાં પડી ગયો કે છોકરી ક્યાં ડૂબી ગઈ હતી. ત્યાં તેણે એક જગાએ પરપોટા થતા જોયાં તેણે તરત જ પાણીની નીચે ડૂબકી મારી. ત્યાં થોડીવાર તપાસ કરતાં છોકરી મળી આવી. દુર્ગમિન્યુ તેને પાણીની સપાટી ઉપર લઈ આવ્યો. તે દરમ્યાન છોકરી એટલી ગભરાઈ ગઈ હતી કે તે દુર્ગમિન્યુને જોરથી બાઝી પડી. અનેકવાર કહેવા છતાં તે છોકરીએ દુર્ગમિન્યુને છોડ્યો નહીં. દુર્ગમિન્યુ હવે તરી પણ શકતો ન હતો. એટલે તેણે જબરદસ્તીથી જેમ તેમ કરીને તેનાથી પોતાને છોડાવ્યો અને છોકરીને ખૂબ મુશ્કેલીથી પકડીને કિનારા સુધી લાવ્યો.

પોતાની પુત્રી સકુશળ મળતાં તેના વડીલ ખૂબ પ્રસન્ન થયા. તેઓએ દુર્ગમિન્યુનો ખૂબ આભાર માન્યો. ''અરે, આ તો મારું કર્તવ્ય હતું.'' તેઓની વાત સાંભળીને દુર્ગમિન્યું

કહેવા લાગ્યો.

દુર્ગમિન્યુની આ બહાદુરીના સમાચાર તેના વિદ્યાલય સુધી પહોંચી ગયા. આચાર્ય અને બધા શિક્ષકો દુર્ગમિન્યુથી ખૂબ પ્રસન્ન થયા. તેઓએ તેને વિશિષ્ટ ઈનામ આપ્યું. સ્કાઉટ-માસ્ટર કહેવા લાગ્યા, "દુર્ગમિન્યુ તમે સ્કાઉટ કર્તવ્યનું ખૂબ સારી રીતે પાલન કર્યું."

"ઈશ્વર મને જીવનભર આ કર્તવ્યને પૂરું કરવાની શક્તિ આપે." દુર્ગમિન્યુએ કહ્યું.

"હા, તારી પાસેથી અમે આવી જ આશા રાખીએ છીએ." તેઓએ કહ્યું.

દુર્ગમિન્યુને પોતાના આ સત્કાર્ય બદલ પ્રધાનમંત્રી તરફથી રાષ્ટ્રીય પુરસ્કાર મળ્યો. સાહસિક પ્રતિભાશાળી બાળક-બાલિકા જ રાષ્ટ્રની સાચી સંપત્તિ છે. તેઓનું ઉજ્જવળ ભવિષ્ય જ રાષ્ટ્ર અને સમાજનું આશાપૂર્ણ ભવિષ્ય હોય છે કારણ કે, આવનારા સમયમાં તેઓ દેશના નાગરિક અને સમાજના કર્ણધાર હશે.



# બાળોપયોગી અન્ય પ્રકાશનો

૧. જ્ઞાનક્રાન્તિના જન્મદાતા કલમના સિપાહી
૨. રાષ્ટ્રદેવતાના સાચા સેવકો
૩. યુગ પ્રવાહને પલટાવનાર બહાદુર વિચારકો
૪. મોટા નહીં મહાન બનો
૫. સદ્‌વિચાર, સત્‌કાર્ય તેમજ સાહસ સત્યની ઘટનાઓ-૧
૬. સદ્‌વિચાર, સત્‌કાર્ય તેમજ સાહસ સત્યની ઘટનાઓ-૨
૭. તન વિદેશી મન ભારતીય ભાગ-૧
૮. તન વિદેશી મન ભારતીય ભાગ-૨
૯. જોવામાં લાગે વામણા સાર ઘણો ગંભીર ભાગ-૧
૧૦. જોવામાં લાગે વામણા સાર ઘણો ગંભીર ભાગ-૨
૧૧. જોવામાં લાગે વામણા સાર ઘણો ગંભીર ભાગ-૩
૧૨. જોવામાં લાગે વામણા સાર ઘણો ગંભીર ભાગ-૪
૧૩. દેશભક્તોની અમર પરંપરા
૧૪. રાષ્ટ્રમંદિરના કુશળ શિલ્પીઓ
૧૫. રાષ્ટ્રચિંતન ભાગ-૧
૧૬. રાષ્ટ્રચિંતન ભાગ-૨
૧૭. ભારતીય ઈતિહાસના કીર્તિસ્તંભ-૨
૧૮. આદર્શોની બલિવેદી પર જીવનપુષ્પ
ચઢાવવાનું શીખો ભાગ-૧
૧૯. આદર્શોની બલિવેદી પર જીવનપુષ્પ ચઢાવવાનું શીખો
ભાગ-૨
૨૦. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૧
૨૧. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૨
૨૨. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૩
૨૩. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૪
૨૪. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૫
૨૫. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૬

## નવા પ્રકાશન

૧. સુનકારના સાથીઓ
૨. પ્રેમયોગ
૩. પ્રેમ પ્રભુનું ધામ
૪. પ્રેમ વિના જગ સૂનું
૫. ગરીબી ભગાડો ગૌરવ વધારો
૬. કસોટી
૭. વસતિ વધારો - એક પડકાર
૮. ક્રાંતિની રૂપરેખા
૯. લગ્નજીવનનો અલૌકિક આનંદ
૧૦. વંદનીય માતાજીનાં પ્રવચનો
૧૧. નારી ઉત્થાનનો નવયુગ
૧૨. પ્રબંધ વ્યવસ્થા, એક સામર્થ્ય, એક કુશળતા
૧૩. લગ્નના આદર્શો અને સિદ્ધાંતો
૧૪. જયતિ જય ગૌ માતા
૧૫. પાપનાશક ગાયત્રી
૧૬. આસ્તિકવાદ : તથ્ય તેમજ સત્ય
૧૭. આંતરિક ઉર્જા જાગરણ સત્ર
૧૮. સભ્યતાનો શુભારંભ
૧૯. સર્જનહારનો પરમ પ્રસાદ : પ્રખર પ્રજ્ઞા
૨૦. સૌના માટે સરળ ઉપાસના-સાધના
૨૧. પ્રજ્ઞા પુરાણ કથામૃતમ્
૨૨. ઋષિચિંતનના સાન્નિધ્યમાં

મુદ્રક યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.